# ગોકુળદાસ તેજપાળ વિદ્યાલયના ધારા, વિદ્યાર્થીઓના માબાપને સૂચના

તથા

# જાણવાજોગ વિષયો.

મુંબઈ મધ્યે

એશિઆટીક પ્રિંટીંગ પ્રેસમાં

રામચંદ્ર કાશીનાથે છાપ્યા.

સન ૧૮૭૭ ઇસવી.

કિમ્મત બે આના.

# સૂચના.



ગોકુળદાસ તેજપાળ વિદ્યાલયના વિદ્યાર્થીઓનાં માબાપોને કેટલીક આગત્યની સૂચના કરીછે. એ લાભકારક સૂચના બરોબર ધ્યાનમાં ઉતરે એટલા વાસ્તે જુદાં જુદાં પુસ્તકોમાંથી વિષયો ચુંટી કહાડી આ ચોપડીમાં કાયદાની પાછળ છાપ્યાછે. "કુમળું ઝાડ જેમ નમાવીએ તેમ નમે, મોટું થયા પછી નમતું નથી" એ કેહેવતપેર લક્ષ આપી વિદ્યાર્થીઓનાં માબાપ એ વિષયો ખુબ ચિત્ત દેઇને વાંચી પોતાના છોકરાને ઘર આગળ સૂચના પ્રમાણે વર્ત્તાવવાનો જરૂર કરીને પ્રયત્ન કરશેતા ઇશ્વરકૃપાથી છોકરા નિરોગી, દીર્ઘાયુ, ઉદ્યોગી, આસ્તિક, નીતિવાન અને સુખી થશે.

---

# અનુક્રમણિકા.

# ગોકુળદાસ તેજપાળ વિદ્યાલયના
## કાયદા.

---

૧—વિદ્યાલયનો સર્વ કારભાર મંત્રી પોતાના હાથમાં રાખશે.

૨—વિદ્યાલયનું કામ મુખ્ય શિક્ષક ચલાવશે અને સઘળા કામની દેખરેખ ઉપરી રાખશે.

૩—યાદી નં० ૧ લામાં જણાવેલી રજાના દિવસ શિવાય બાકીના દરેક દિવસે વિદ્યાલય ૧૦॥ થી ૫ સુધી પણ શનીવારે ૭ થી ૧૦ સુધી ઉઘાડું રાખવામાં આવશે.

૪—દર મહિનાની તા० ૧૫ મી સુધી ઉમેદવાર છોકરાને દાખલ કરવામાં આવશે, તથા તેની પાસેથી રૂ૦॥ પગારનો તથા રૂ૦૧) દાખલ ફીનો લેવામાં આવશે.

૫—વિદ્યાલયના છેલ્લા ત્રણ વર્ગોમાં ૧૨ વર્ષની ઉમ્મરસુધીના ને તેના ઉપલા વર્ગોમાં ૧૫ વર્ષની ઉમ્મરસુધીના છોકરાને દાખલ કરવામાં આવશે.

૬—શીતળા આવી ગયા છે અથવા કહડાવ્યા છે એ વિષે જે છોકરો ખાત્રી કરી આપશે તેનેજ દાખલ કરવામાં આવશે.

૭—ઉપલી કલમ પ્રમાણે દાખલ કરેલા છોકરાનું નામ ફૅાર્મ નં० ૩ જા પ્રમાણે રેજિસ્ટર બુકમાં નોધવામાં આવશે, ને મુખ્ય શિક્ષક એ રેજિસ્ટર બુક સંભાળથી રાખશે તથા તે મધેનાં ખાનાં બરાબર ભરશે.

૮—દરેક છોકરાએ વિદ્યાલયમાં સ્લેટ, પેન્સીલ, ચોપડી વગેરે ખપની ચીજો જોસદાનમાં લાવવી જોઇશે.

૯—દરેક છોકરા પાસે માસિક પગાર રૂ૦॥ આગમજથી તા० ૫ મી સુધીમાં લેવામાં આવશે.

૧૦—જે છોકરો કલમ ૯ મી પ્રમાણે પગાર આપવા ચૂકશે તેનું નામ હાજરી પત્રકમાંથી કહાડી નાખવામાં આવશે.

૧૧—જે ગરીબ છોકરો ફૅાર્મ નં० ૨જા પ્રમાણે મંત્રી અથવા ઉપરી પાસેથી ચિઠ્ઠી લાવશે તેને પગાર માફ કરવામાં આવશે. પણ એ છોકરો વિદ્યાલયમાં જે મહિનામાં બરોબર નહીં આવશે અથવા પોતાના વર્ગ

માંહેલા છોકરાની અર્ધ સંખ્યાની અંદર પોતાનું નામ આવે તે પ્રમાણે વિદ્યાભ્યાસ નહીં કરશે તો તે મહિનાનો તેને પગાર આપવો પડશે.

૧૨—વિદ્યાલયમાં ગુજરાતી તથા અંગ્રેજી લખતાં, વાંચતાં, અને તરજુમો કરતાં, વ્યાકરણ, ભૂગોળ, ઇતિહાસ, નીતિની કેળવણી તથા ગણિત વગેરે ઉપયોગી વિષયો શિખવવામાં આવશે.

૧૩—માંદગીના સબબ શિવાય અગત્યના કામ સારૂ રજા લેનાર છોકરાએ ઘેર રહ્યાની આગમજ માબાપ કે વાલીની સહીની ચિઠ્ઠી શિક્ષકને જાતે જઇ આપવી પડશે ને શિક્ષક તે માન્ય કરશે તો તેને રજા આપવામાં આવશે.

૧૪—માંદગીના સબબથી અથવા જરૂરના કામે રહેનાર છોકરાની ચિઠ્ઠી ૧૧ા વાગ્યા સુધી લીધામાં આવશે.

૧૫—જે છોકરો માબાપ કે વાલીની સહીની માન્ય કરવામાં આવે એવી ચિઠ્ઠી વગર ૧૨ વાગ્યા સુધી ઘેર રહેશે તેને આનો ૦ા અને આખો દિવસ ઘેર રહેશે તેને આનો ૧ દંડ આપવો પડશે.

૧૬—વગર રજાએ જે છોકરો મહિનામાં ચારથી વધારે દિવસ ઘેર રહેશે તેનું નામ વિદ્યાલયના પટમાંથી કહાડી નાખવામાં આવશે.

૧૭—જે છોકરો હંમેશાં મોડો આવતો હશે અથવા જે ખરાબ ચાલનો હશે તેને વિદ્યાલયમાંથી કહાડી મુકવામાં આવશે.

૧૮—જે છોકરાને ઉપલી બે કલમમાં જણાવ્યા પ્રમાણે બરતરફ કર્યો હશે તે જો વખતસર હાજર થવા તથા સારી રીતે ચાલવા વિષે ખાતરી કરી આપશે તો તેની પાસેથી દાખલ ફી લઇ તેને વિદ્યાલયમાં ફરીને દાખલ કરવામાં આવશે.

૧૯—જે છોકરો વિદ્યાલયમાં એક બીજાસાથે ધીરધારનો કે આપવા લેવાનો વેહેવાર રાખશે, અથવા રમકડાં કે નકામી ચોપડી વગેરે ચીજો લાવશે તેને ઘટતી સજા કરવામાં આવશે.

૨૦—દરેક શિક્ષક પોતાના વર્ગના છોકરાને વાજબી કારણને વાસ્તે દર મહિને સાત દિવસ સુધીની રજા આપશે પણ જે છોકરાને એથી પણ વધારે દિવસની રજા જોઇતી હશે તેને મુખ્ય શિક્ષકની રજા લેવી પડશે.

૨૧—વિદ્યાલયની વાર્ષિક પરીક્ષા ડિસેમ્બર મહિનાની આખેરીએ થશે ને

છોકરા પરીક્ષામાં ઉત્તમ ઉતરશે તથા જેઓની વર્તણુંક ઘણી સારી હશે તેઓને ત્યાર પછી મોટી સભાભરી તેમાં ઇનામ આપવામાં આવશે.

૨૨—વિદ્યાલય છોડતી વખતે અથવા ત્યાર પછી જે છોકરાને પોતાની ચાલચલણની તથા અભ્યાસની સર્ટીફીકેટ જોઇતી હશે તેની પાસેથી રૂ. ૧) લઇ તેને આપવામાં આવશે.

૨૩—છોકરાના માબાપની કે વાલીની મરજી પોતાના છોકરાને વિદ્યાલયમાં બેસાડતી અથવા ઊઠાડતી વખતે અથવા કંઈ બીજા કારણને વાસ્તે વિદ્યાલયને બક્ષીસ આપવાની હશે તો, તે ખુશી સાથ કબુલ રાખી તેની મુખ્ય શિક્ષક પોંહોંચ આપશે, ને એવી રીતે મદદ કરનાર ગૃહસ્થનું નામ ઇનામની વાર્ષિક સભામાં જાહેર કરવામાં આશે.

---

## વિદ્યાલયમાં આવનાર છોકરાના માબાપ અથવા વાલીને કેટલીક અગત્યની સૂચના

૧—છોકરાને દરરોજ સવારના ઊઠીને નહાઇ ધોઇને અને રાતના સુવા જતી વખતે ઇશ્વરના ગુણ ગાવામાં તથા તેનો ઊપકાર માનવામાં કંઇ મુકરર વખત કાઢવા વિષે ટેવ પાડવી.

૨—છોકરાને દરરોજ સવારના એવી રીતે નહાવાની ટેવ પાડવી કે શરીર ઉપર બીલકુલ મેલ રહે નહી.

૩—છોકરાને મેલાં કે ફાટેલાં કપડાં કદી પેહેરવાં દેવાં નહીં.

૪—છોકરાને સવારના ઘણુંકરીને પાંચ વાગે ઉઠે એવી ટેવ પાડવી, તથા શિક્ષકે આપેલા પાઠ આસરે ૨ કલાક સુધી તૈયાર કરવા દેવા.

૫—છોકરાને દરરોજ સવારના અક્ષર વળાવવા અથવા શિક્ષકે કહ્યું હોય તે બરાબર લખાવવું, ભાંગી તુટી કે બગડેલી કલમ, પેન કે પેનસિલ વાપરવા દેવી નહીં. લખવાની સાહી તથા કાગળ સારાં છે કે નહીં, તેપણ તપાસવું જોઇએ.

૬—છોકરાને દરરોજ સવારના અથવા સાંજના આસરે ૧ કલાક ઘર આગળ શરીરની કસરત કરાવવી અથવા કસરત શાળામાં મોકલવા.

૭—છોકરાને દરરોજ કસરતશાળામાં મોકલવાને બને નહીં તો સાંજના ફરી-

આ કિનારે અથવા ખુલ્લી હવાની જગ્યામાં આસરે ૧ કલાક ફરવાની છુટ આપવી.

૮—છોકરાને દર રોજ રાતના પ્રથમ આંક ભણવાનો મહાવરો રખાવવો તે એ-વી રીતે કે વીસે આંક ત્રણ ત્રણ દિવસે પૂરા થાય; ત્યારપછી શિક્ષકના આપેલા પાઠ આસરે ૧॥ કલાક તૈયાર કરવા દેવા, ને નવને સુમારે સુવા-ની રજા આપવી.

૯—છોકરાને દર રોજનું ઉપર પ્રમાણે મુકરર કરી આપેલું કામ થયા બાદ છુ-ટીના દહાડામાં બાકીનો વખત નિર્દોષ રમત ગમતમાં તથા સારાં પુસ્તકો વાંચવામાં કાઢવા દેવો.

૧૦—છોકરાને પોતાની સ્લેટ, ચોપડી વગેરે વિદ્યાલયમાં વપરાતી ચીજો ઘર આગળ સંભાળથી રાખવાને બની આવે માટે તેઓને એક પેટી અથવા ખાનું આપવું, અથવા એવો કંઈ બીજો બંદોબસ્ત કરી આપવો.

૧૧—છોકરાને વિદ્યાલયમાં દાગીના પેહેરાવીને મોકલવા નહીં.

૧૨—છોકરાને ઘણા જરૂરના કામ વગર ઘેર આગળ કદી રાખવા નહીં. અને રાખ્યા પેહેલાં શિક્ષકની રજા લેવી.

૧૩—છોકરા સાથે દરેક મહિને શિક્ષકની તરફથી એક પત્ર ફૉર્મ નં. ૪થા પ્રમાણેનું મોકલવામાં આવશે, જે જોયાથી માલમ પડશે કે પત્રકમાં લખેલા મહિનામાં છોકરો વિદ્યાલયમાં કેટલા દિવસ હાજર ગેરહાજર હતો, તેણે અ-ભ્યાસ કેવો કીધો હતો અને તેની ચાલ ચલણ કેવી હતી.

૧૪—પોતાના છોકરાએ કેવો અભ્યાસ કરેલો છે તે જોવાને માટે બાપે અ-થવા વાલીએ ડિસેમ્બર મહિનાની વાર્ષિક પરીક્ષા વખતે જરૂર કરીને હાજર થવું.

૧૫—છોકરાનું ભલું ઇચ્છિનાર માબાપ અથવા વાલીએ લાંબી નજર પોંહોંચા-ડીને છોકરા જ્યારે ભણી ગણીને હોંશિયાર થઇ ધંધે રોજગારે લાગે, અને પોતાનું તથા જેની સાથે જન્મ સુધીનો સંબંધ બાંધવો તે સ્ત્રીનું ભરણ પો-ષણ કરવાને શકિતવાન થાય ત્યારેજ તેમનાં લગ્ન કરવાં. જરૂર કરીને જ્યાંસુધી છોકરા વિદ્યાભ્યાસ કરતા હોય ત્યાંસુધી તેમનાં લગ્ન કરવાં લાભકારક નથી.

——o——

ફૉર્મ નમ્બર પેહેલો.

## ગોકુળદાસ તેજપાળ વિદ્યાલયમાં આખા વર્ષમાં તેહેવાર વગેરેની મુકર્રર થયલી રજાની યાદી.

———0———

| તહેવાર. | રજાના દિવસો. |
|---|---|
| દેવદીવાળી ... ... ... ... ... ... ... ... ... ... ... ... | ૧ |
| કારતકી પુનેમ ... ... ... ... ... ... ... ... ... ... ... | ૦॥ |
| ક્રિસ્ટમસ ... ... ... ... ... ... ... ... ... ... ... ... | ૮ |
| મકરસંક્રાંતી ... ... ... ... ... ... ... ... ... ... ... | ૧ |
| મહા શીવરાત્રી ... ... ... ... .. ... ... ... ... ... ... | ૧ |
| હોળી ... ... ... ... ... ... ... ... ... ... ... ... ... | ૪ |
| રામનવમી ... ... ... ... ... ... ... ... ... ... ... ... | ૧ |
| ચૈત્રી પુનેમ... ... ... ... ... ... ... ... ... ... ... | ૦॥ |
| દેવસુતી અગીઆરસ ... ... ... ... ... ... ... ... ... ... | ૧ |
| શ્રાવણ મહિનાના સોમવાર... ... ... ... ... ... ... ... ... | ૦॥ |
| નાગપાંચમ... ... ... ... ... ... ... ... ... ... ... ... | ૦॥ |
| પવિત્રાં બારસ ... ... ... ... ... ... ... ... ... ... ... | ૧ |
| બળેવ ... ... ... ... ... ... ... ... ... ... ... ... ... | ૧ |
| ગોકુળઆઠમી...... ... ... ... ... ... ... ... ... ... ... | ૧ |
| દધી ઓચ્છવ... ... ... ... ... ... ... ... ... ... ... ... | ૧ |
| ગોવાળીઆ અગીઆરસ ... ... ... ... ... ... ... ... ... ... | ૦॥ |
| પ્રાચીની જાત્રા... ... ... ... ... ... ... ... ... ... ... | ૧ |
| ગણપતી ચોથ... ... ... ... ... ... ... ... ... ... ... | ૧ |
| વિજયદશેમ... ... ... ... ... ... ... ... ... ... ... ... | ૧ |
| દીવાળી... ... ... ... ... ... ... ... ... ... ... ... ... | ૫ |

### મુસલમાનોના તેહેવારના દિવસો.

| | |
|---|---|
| શબેબરાત ... ... ... ... ... ... ... ... ... ... ... ... | ૧ |
| બકરી ઈદ ... ... ... ... ... ... ... ... ... ... ... ... | ૨ |
| રમજાન ઈદ... ... ... ... ... ... ... ... ... ... ... ... | ૨ |
| માહીમનો ઓરસ... ... ... ... ... ... ... ... ... ... ... | ૧ |
| છેલ્લો બુધ ... ... ... ... ... ... ... ... ... ... ... ... | ૧ |
| તાબુત ... ... ... ... ... ... ... ... ... ... ... ... ... | ૧ |

એ શિવાય ગરમીના દિવસમાં તા૦ ૧૨ મી મેથી તે તા૦ ૧૦ મી જુન સુધી વિદ્યાલય બંધ રેહેશે.

ફૉર્મ નંબર બીજો.

# ગોકુળદાસ તેજપાળ વિદ્યાલય.

———o———

## માસિક પગાર આપવા અસમર્થ છોકરાનું પત્રક.

૧—છોકરાનું નામ

૨—જાત

૩—શીતલા આવી

૪—બાપ અથવા વાલીનું નામ

૫—..... ,, ........ ઠેકાણું

૬—..... ,, ........ ધંધો

૭—..... ,, ........ પેદાસ માસ એકે રૂ

૮—..... ,, ........ ઘરભાડું ,, રૂ

૯—..... ,, ........ ઘરમધ્યે—પુરૂષ તથા સ્ત્રી.

બાર વર્ષ ઉપરના

બાર વર્ષ અંદરના

---

આ પત્રકમાં મેં ખરેખર વિગત જણાવીછે.

બાપ અથવા વાલીની સહી

સદરહુ છોકરા પાસેથી પગાર લેવો

મુંબઇ, તારીખ }

સન ૧૮ }

ફૉર્મ નંબર ત્રીજો.

# ગોકુળદાસ તેજપાળ વિદ્યાલયની રેજિસ્ટર બુક.

| પટ નંબર. | છોકરાનું નામ. | દાખલ થતી વખત ઉમ્મર. | જાત. | ઠેકાણું. | | બાપ કે વાલીનો ધંધો. | દરેક વર્ગમાં દાખલ થયાની તારીખ. | | | | | | | | | | વિદ્યાલયમાંથી છુટી ગયો ત્યારે. | | | | વિદ્યાલય છોડવાનું કારણ. | શેરો. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | ઘરનો નંબર. | રસ્તો | | ૧૦ મો. | ૯ મો. | ૮ મો. | ૭ મો. | ૬ ઠો. | ૫ મો. | ૪ થો. | ૩ જો. | ૨ જો. | ૧ લો. | તારીખ. | ઉમ્મર. | અભ્યાસની મુદત. | વર્ગ. | | |
| | | | | | | | | | | | | | | | | | | | | | | |

ફૉર્મ નંબર ૪થો.

# ગોકુળદાસ તેજપાળ વિદ્યાલય*

## હાજરી, અભ્યાસ, તથા વર્તણુકનું પત્રક

માસનું.

વિદ્યાર્થીનું નામ

| વિષય. | વર્ગનો અંક | વર્ગમાં છોકરાની સંખ્યા. | વર્ગના પત્રકમાં છોકરાનું નામ. | મહિનામાં કેટલા દિવસ હાજર, ગેરહાજર વગેરે. | | | | અભ્યાસ. | | | ચાલચલગત. | શિખ્વવામાં કેવોછે | શિક્ષકની સહી. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | હાજર. | રજા. | ગેરહાજર. | આજારી. | અંગ્રેજી. | ગુજરાતી. | ગણિત. | | | |
| અંગ્રેજી | | | | | | | | | | | | | |
| ગુજરાતી | | | | | | | | | | | | | |
| ગણિત | | | | | | | | | | | | | |

મુંબઇ તા૦ સન ૧૮

* **દાખલો.**—વર્ગમાં ૩૦ છોકરાઓ હોય અને નામ ૧૦ ની અંદર આવેતો અભ્યાસ સારો, ૧૦ થી ૨૦ સુધી આવે તો મધ્યમ, ને ૨૦ થી ૩૦ સુધી આવેતો કનિષ્ટ થયોછે એમ સમજવું.

૮

# સૂચના સંબંધી જાણવાજોગ વિષય.

---

## ઓ કૃપાળુ પરમેશ્વર તું મને સુબુદ્ધિ આપ.

---

( મહીદીપ છંદ. )

પ્રભૂ પાડમાંની અહોનિશ ગૂણ ગાજો,
સર્વ ઠામ નજર એની જાણી ડરીજાજો.
ધર્મનો કરીને શોધ સત્ય ધર્મ પાળો,
માત પિતા તણી સેવ કરી પાડ વાળો. ૧
સર્વ સંજન સાથ સ'લા સંપથકી રે'જો,
દુખી દર્દિને સહાય બને તેવી દેજો.
દુરાચરણ દુરાચારી થકી દૂર રે'વું,
કષ્ટ સમે ધૈર્ય ધરી જે પડે તે સે'વું. ૨
માત બેન તૂલ્ય ગણો પર ત્રીયા સદાયે,
કરો કે વદો ન કાંઇ વિચાર વિણ કદાએ.
ધીરે રહી મધુર બોલવાની ટેવ પાડો,
કુવેણ કે કઠણ શબ્દ મુખેથી ન કાડો. ૩
રીસ ચઢયે વધા પે'લાં, ગણો દશ ભાઇ,
ઘણી ચઢયે ગણો સો કે જાય તે શમાઇ.
હૃદયમાંહી રીસ રાખી સુવુંના કદાએ,
ગર્વ કશી વાતનો ન રાખવો જરાએ. ૪
કરવી કોની નિંદા કે ન ચાડી કોની ખાવી,
વૈર નહી રાખો કોની સાથ દ્વેષ લાવી.
પ્રભૂ થકી ડરી તંન મંન સ્વચ્છ રાખો,
હરીમાલ પારકો ન કબજ કરી નાખો. ૫

કોની પાસ ઘરનું છીદ્ર કદી નહીં ખોલો,
નીજ દુઃખતો પરાયા પાસ નહીં બોલો.
ઘરપતે જો કજીઓ ત્યાં લગી પતાવો,
ત્રાહિત કે સરકારપાસ કદી નહીં જાઓ. ૬
નિયમથકી અનુક્રમે કરો કામ કોઇ,
મૂકવી દરેક ચીજ ઠામ તેનું જોઇ.
વાપરો દરેક ચીજ યોગ્ય કામ માંહી,
ફરો નિત્ય બે કલાક ખુલી હવા જયાંહી. ૭
નિયમ થકી નિત્ય જમી શરીર સુખી રાખો,
વસ્ત્ર મલિન ફાટચાં પ્હેરવાનું કાઢી નાખો.
વ્હેલા સુઇ વ્હેલા ઉઠવાની ટેવ પાડો,
યત્ન કરો સ્થીતિ સુધરવાને રાત દા'ડો. ૮
જ્ઞાન અને પ્રતીષ્ઠાનું મૂળ વિદ્યા જાણી,
ભણો તમે ભાવથકી ઘણો પ્રેમ આણી.
ઉદ્યોગ શુભ ભાગ્ય તણી માત વાત સાચી,
આપે પ્રભૂ ઉદ્યોગીને સર્વ કંઈ રાચી. ૯
ટીપું ટીપું પાણી પડે પ્હાણતો ઘસાએ,
તેમ થોડું થોડું કરે ભારી કામ થાયે.
કરો કામ આજ કેરૂં આજ પૂર્ણ ભાવે,
કેમકે ન જાણો કાલ કેવું કષ્ટ આવે. ૧૦
ગયો વખત ફરી કદી હાથ નહીં આવે,
સુસ્તી થકી રોગ અને દરીદ્રતાનું ફાવે.
ઊમંગ થકી કરો કામ કઠણ નહીં લાગે,
ફેંકી દો ન કોઇ ચીજ કામ કદી જાગે. ૧૧
દામથી અમૂલ્ય કાળ ધારી ના ગુમાવો,
ખપ વિનાની ચીજ ઘણી સોંઘી પણ ન લાવો.
ખરચ કરો જરૂર કેરો દામ મળે જયારે,
કરજ કરી ખરચ કરચે નથી કશો સારે. ૧૨

પાણી પે'લી પાળ બાંધવાને નહીં ચૂકો,
ભવિષ્યનો કરી વિચાર દ્રવ્ય સંચી મૂકો.
નીતિ નાવ માંહી બેશી આ ભવાબ્ધી ખેડો,
જો નડે કદી તોફાન પ્રભૂ વારે તેડો. ૧૩
દયા લાવી પ્રાણી પેર પુણ્ય કરી રાચો,
બ્રહ્મગુણ ગાઈ બ્રહ્માનંદ માંહીં નાચો.
નિયમ કહ્યા ઉપર તે તો પાળો ધરી પ્રીતી,
જેથી જીવન સફળ થાય જાય મર્ણ ભીતી. ૧૪

———0———

## પરમેશ્વર છે.

—(૦૦)—

પરમેશ્વરને કોઈ દેખતું નથી ને કોઇએ દીઠો નથી, ત્યારે જે કોઇના દીઠામાં નથી આવતો તે છે, એવું આપણે માનવું ? હા, આ ઝાડ જુઓ. એનાં પાંતરાં ને ડાળીઓ હાલેછે. એને કોણ હલાવેછે ? પવન વાયછે તેથી ઝાડ હાલેછે. પણ તમે પવનને જોઈ શકોછો ? ના. જોઇ શકતા નથી, તોપણ આપણે બધા માનીએ છીએ કે પવન છે, કેમકે તે જે કરેછે તે, એટલે તેની અસર આપણે જોઇએ છીએ, તેમજ પરમેશ્વરનાં કરેલાં કામપરથી આપણે જાણીએ છીએ કે તે છે. વળી ધારો કે આપણે મોટાં વહાણમાં બેશીને સફર કરવા નીકળીએ. સેંકડો ગાઉ ગયા કેડે એક અજાણ્યો બેટ આવ્યો, પણ તેમાં માણસની વસ્તી જણાતી નથી. તે બેટમાં ફરવા નીકળ્યા, તો એક મોટું અને સુંદર ઘર દીઠું; તેમાં રાચરચીલું, અનાજ, વાસણ, વગેરે જે જોઇએ તે સૌ ભરેલુંછે. તે ઘરમાં અથવા તે બેટમાં કોઇ માણસ જણાતું નથી. એ ઘર કોણે બાંધ્યું, તે પણ આપણા જાણવામાં કે સાંભળવામાં આવ્યું નથી; તોપણ આપણે માનીશું કે એ ઘર કોઈ હોશિઆર કારીગરે બાંધ્યું હશે. કોઇ એમ કહે કે, એ ઘર કોઇએ બાંધ્યું નથી, પોતાની મેળે બંધાયું, તો આપણે તેને બેવકૂફ ને ગાંડો નહીં કહીશું ? એવાંજ કારણથી આપણે

પરમેશ્વરને જાણીએ છીએ. આ પૃથ્વી એક મોટા ઘરના જેવીછે. આપણે જે જોઇએ તે એમાં ભરી મૂકયુંછે. આપણે અજવાળું જોઇએ માટે એક મોટા દીવાના જેવો સૂરજ કર્યોછે. આપણે ખાવાને જોઇએ માટે ભોંયમાં સારાં સારાં અનાજ, ફળ, કંદ ઇત્યાદિ થાયછે. વળી આપણે પાણી જોઇએ, તો તેને સારૂં નદી, તળાવ, ને કુવા પુષ્કળ છે.

આપણે મીઠું જોઇએ, તો આખો મહાસાગર તેથી ભરેલોછે. તહાડ, તડકો, અને વરસાદથી આપણું રક્ષણ કરવાને લુગડાં જોઇએ તો તેને વાસ્તે રૂ, રેશમ ને ઉન સરજયાંછે. કહો, આ મોટા ઘરમાં, એટલે આ દુનિઆમાં કાંઇપણ બાકી રાખ્યુંછે, કે કાંઇ અધુરૂં છે? હવે જો એક નાનું સરખું ઘર પોતાની મેળે બંધાતું નથી, તો આ મોટી દુનિઆ પોતાની મેળે કેમ બંધાય? ના, પોતાની મેળે ન બંધાય. એને મોટો સરજનાર એટલે કરનાર છે, ને એ કરનાર પરમેશ્વર છે.

—— ○ ○ ——

## પરમેશ્વર સઘળેછે.

પરમેશ્વર બધેછે. ભોંયમાં કોઇ બી વાવેછે ત્યારે થોડા દહાડામાં તેમાંથી એક ફણગો ફુટીને ઉપર આવેછે ને છેક નીચે ભોંયમાં ઉતરેછે ને ત્યાંજ વધેછે. જે ઉપર આવેછે તેને પાંદડાં અને ડાંખળાં આવેછે ને તે મોટો થઇને ઝાડનું થડ થાયછે. બીજો ફણગો મૂળ થાયછે. મૂળ શી રીતે જાણેછે કે મારે ભોંયમાં નીચેજ ઉતરવું જોઇએ? અને થડ કેમ જાણેછે કે મારે બહાર જમીન ઉપર આવવું જોઇએ? એ કોઇ જાણતું નથી. જયાં બી રોપીએ ત્યાં પરમેશ્વર હંમેશાં હાજર હોયછે ને તેને જેમ જોઇએ તેમ ઉગાવેછે. જગત આવડું મોટું છે તોપણ તેમાં એક તલપૂર પણ ઇશ્વર વગરની ખાલી જગા નથી. જયાં આપણે બી વાવીએ ત્યાં તે હોયછે. તમે કોઈ દહાડો તમારી નાડ જોઇછે? જોઇ ન હોય તો હમણા જુઓ. તે કેવી ધડકેછે! એ શાથી ધડકેછે તે તમે જાણોછો? સાંકડી નળીમાં થઈ લોહી હાથમાં દોડતાં ત્યાં અથડાયછે તેથી એમ ધડક ધડક થાયછે. એ રીતે ધબકતું ધબકતું આખા દિલમાં દોડેછે. જો એ દોડતું બંધ પડે તો

તરત આપણું શરીર તહાડું થઇ જાય ને આપણે મરી જઇએ. આપણી નાડ કોણ ચલાવેછે? આપણે ચાલાવીએ છીએ? આપણે એને અટકાવી કે ચલાવી શકીએ? ના, એતો પરમેશ્વરથીજ થઈ શકે. એની શક્તિ આપણામાં ને આપણી બહાર સદાકાળ હાજર છે; સઘળે વખતે ને સઘળી જગાએ, ઘેર હોઇએ કે બહાર હોઇએ, રમતાં ને દોડતાં હોઇએ કે બેઠાં હોઇએ, ગમે તેવી સ્થિતિમાં હોઇએ પણ તે લોહીને ચલાવેછે. જુઓ એ કેવી નવાઇ! પ્રભુ પોતાનું કામ કરવાને એક ક્ષણ પણ ભૂલતો નથી. તે સૌથી મોટો ને સર્વ શક્તિમાન છે. તેની મોટાઇને સારૂ આપણે તેને માન આપવું જોઇએ. તે ઘણો સારોછે માટે તેનાપર પ્રીતિ કરવી જોઇએ. તેની નાખુશીથી બીવું જોઇએ. હરરોજ તેની પાસ માફ માગવી જોઇએ અને આપણું રક્ષણ કરવાને પ્રાર્થના કરવી જોઇએ. આપણી જે જે ફરજો છે તે પરમેશ્વરે કરી આપીછે ને તેને પાળવાને હુકમ કર્યોછે માટે તેમાંની એકે ન બજાવીએ તો ઇશ્વરની આજ્ઞા તોડયાનો દોષ બેસે. જયારે કોઇ છોકરૂં બીજાં છોકરાં જોડે ગેરવાજબી ચાલે, ત્યારે તે પરમેશ્વરની આજ્ઞા તોડેછે, ને તેને નાખુશ કરેછે. જો છોકરૂં પોતાના માબાપને કે બીજા કોઇને છેતરે, કે છેતરવાનો મનસુબો કરે તો તે પરમેશ્વની આજ્ઞા તોડે ને તેને નારાજી કરે. હર કાંઈ ગુનો આપણે કરીએ તો પરમેશ્વરનો કાયદો તૂટે. એ કાયદો તોડયાને સારૂ પરમેશ્વરની માફી ન મળે, ત્યાંસુધી આપણે ખરેખાત કદી સુખી થઇએ નહીં, માટે ઇશ્વરની મેહેર આપણાપર સદા રાખવાને જીવીએ ત્યાંસુધી જેટલું થાય તેટલું કરવું જોઇએ.

——oo——

## ઇશ્વર સઘળું જુએ છે.

દોહરો.

સર્વ શક્તિ ધરી તેં હરી, તિક્ષણ આંખથી જોય,
બને વાત બહુ ખૂણમાં, દીલ ગુફામાંહોય. ૬
જેને જાણું ગુપ્ત બહુ, તેનો નહીં તું અજાણ;
છાનાં કામ નિહાળતો, જબરો જગનો ભાણ. ૭

જે જે પાપ કરૂં સૌ, ભણું હું ભુંડાં વેણ;
તેને રે નોંધી કરી, કરે તું કરડાં નેણ. ૮
મુઆ પછી ઇનસાફમાં, વંચાએ સૌ જેહ;
જમે ઉધારો અહિં કર્યાં, પુણ્ય પાપનાં તેહ. ૯
ઓ બાપ કર માફ તું, બેશરમા મુજ કામ;
શું મોઢું લઈ આવું હું, પગ પાસે શુભ નામ. ૧૦
પાપ કરૂં હું નહીં કદી, એ મારો ઠેરાવ;
કાંકે પ્રભુ પળ પળ તણો, જુએ ગુપ્ત બનાવ. ૧૧

(નર્મ કવિતા.)

## પરમેશ્વરની સ્તુતિ.

પદ.

હરિનું ચિન્તન કરિયે,
ભાવે, હરિનું ચિન્તન કરિયે.—ટેક.
સત્યસાર અંતરમાં સમજી,
ઢોંગ સદા પરહરીયે; ભાવે હરિનું. ૧
જેહ કુકર્મ કરે હરિ કોપે,
તેહ કરતાં ડરિયે; ભાવે, હરિનું. ૨
કર્ત્તા છોડી અધિક કર્મનું,
મોટમ મન નવ ધરિયે; ભાવે, હરિનું ૩
કહે સવિતા વિશ્વાધીપતિને,
ભજિ ભવસાગર તરિયે; ભાવે, હરિનું. ૪

———oo———

## ઇન્દ્રવજ્રા વૃત્ત.

બાહ્યાંતરે ઘાટ વિચિત્રચિત્ર, નાનાપ્રકારે વળિશત્રુ મિત્ર;
સૌન્દર્ય લીલા રસિલી પવિત્ર, ગાઉં શું હૂંરે સવિતા ચરિત્ર. ૧
સાંજે સવારે રમણીય માયા, દેશો વિદેશો ખિલિ વિશ્વરાયા;
અજ્ઞાનરૂપી તમનાશકર્ત્તા, કલ્યાણકારી મતિ દે તું કર્ત્તા. ૨

વ્હેમોતણાં આસુરિ રાજ જાએ, વીચારકેરાં સુરિ રાજ થાએ;
એસારૂ વંદૂં પ્રભુ વિશ્વનાથ, મોટો યશસ્વી સત તૂજ હાથ. ૩
વીના બળે હૂં ભિડું હામ મોટી, તારે બળેછું ધરૂં હાથ સોટી;
કાર્યે સુબુદ્ધી વરજે તું દેવ, માની લઈ પામર અલ્પ સેવ. ૪

(નર્મ કવિતા).

---

## પ્રાતઃકાળની પ્રાર્થના.

### ઉપજાતિ છંદ.

વિશ્વેશ ચૈતન્ય મયાધિનાથ, અનાદ્યનંતા પ્રભુ છો અજાત;
પ્રાતઃસમે ધ્યાન ધરૂં તમારૂં, સદા કરો મંગળ કાર્ય મારૂં.—૧
પરોપકારાર્થ કરૂં હું કર્મ, સદા હું પાળું શુભ નીતિ ધર્મ;
એવી સદા સન્મતિ નિત્ય દેશો, મને કૃપાનાથ નિભાવિ લેશો.—૨
સાષ્ટાંગ નિત્યે કરૂં હું પ્રણામ, કૃપાનિધે પૂર્ણ કરોજ કામ;
સંસાર સિંધૂ થકી નાથ તારો, પ્રસાદ પામૂં પ્રભુનાથ તારો.— ૩

---

### ભુજંગી છંદ.

દયા સાગરા સત્ય સર્વજ્ઞ દેવ, તમારી કરૂં હું પ્રભુ નિત્ય સેવ;
તમે સર્વ પ્રાણી તણા માત તાત, નમૂં નિત્ય હું પ્રેમથી પ્રાણનાથ— ૧
કીધાં રાત્રિયે રક્ષણો નાથ મારાં, દયાનાં દિસે પૂર્ણ ચિન્હો તમારાં;
ઉઠાડયો સૂખેથી મને આ પ્રભાતે, કૃપાઓ કિધીછે તમે સર્વ ભાતે.— ૨
દિસે આ બધી સૃષ્ટિ આશ્ચર્યકારી, પ્રકાશી રહી પૂર્ણ શક્તી તમારી;
વિરાજો વિભુ સૃષ્ટ વસ્તૂથિ ભિન્ન, સદા શાન્તરૂપે રહોછો પ્રસન્ન. ૩
ગ્રહો રાસિ ચક્રે ક્રમેથી ફરેછે, તમારા ગુણોની પ્રસિદ્ધી કરેછે;
ક્ષિતીજે રૂડાં ભાનુ કિર્ણો પ્રકાસે, મને આ સમે પૂર્ણ આનંદ ભાસે. ૪
તમારી કૃપાનો મને બોધ થાય, સદા અંગમાં પ્રેમ ઉર્મી ભરાય;
તમારી મહચ્છક્તિને ચિત્ત ધારૂં, કરૂં હૂં ઉપસ્થાન રૂડૂં તમારૂં. ૫
મહા મોહના પાશ જે આસપાસ, ફસાવે મને ઇંદ્રિઓના વિલાસ;
ન જાણૂં કિયાં સંકટોનો પ્રસંગ, અકસ્માત આવી પડે આજ અંગ. ૬

તમે તે સમે ધૈર્યતા નાથ દેશો, મને દીનને નિત્ય સંભાળી લેશો;
તમારી કૃપાનો હું વિશ્વાસ ધારૂં, તમારાં રૂડાં ધ્યાનને ના વિસારૂં. ૭
દયા વૃક્ષ છાંયા નિચે હૂં નિવાસૂં, પરા ભક્તિથી હું પ્રભૂને ઉપાસૂં;
તમે રૂડિ બુધ્ધિ પ્રભૂનાથ આપો, અમારાં બધાં દુઃખ સંકષ્ટ કાપો. ૮
તમે છો સદા ક્ષેમ કલ્યાણકારી, કૃપાથી સ્વિકારો વિનંતી અમારી;
સદા પાળું હૂં નીતિનો મુખ્ય ધર્મ, કરૂં વિશ્વમાં સર્વ કર્તવ્ય કર્મ. ૯
અનીતી અનાચાર માર્ગો મુકાવો, કૃપાથી મને નીતિ રૂડી બતાવો;
નિવારો અવિદ્યા તણા અંધકારો, પ્રકાશો પ્રભુ જ્ઞાનનો દીપ મ્હારો. ૧૦
પ્રભૂ પાદ પદ્મે સદા પાય લાગું, ક્ષમા નાથ હૂં પાપ કર્મોનિ માગૂં;
અતી નમ્રતાથી નમું વારવાર. સ્તુતી પ્રાર્થનાને કરો અંગીકાર. ૧૧

———o———

## સાયંકાળની પ્રાર્થના.

પરબ્રહ્મ આનંદ દાતા દયાળ, દયા દૃષ્ટિ દીસે તમારી વિશાળ;
પ્રકાશી રહ્યા છો સ્વસત્તાથી નાથ, અમારી સ્થિતી છે તમારેજ હાથ. ૧
પ્રભૂ નામ કલ્યાણકારી તમારૂં, અતી આદરે આ સમે હૂં ઉચારૂં;
પ્રભોહે પ્રભોહે પ્રભોહે પ્રભોહે, ઉપાસૂં તને પ્રેમથી હું પ્રભોહે. ૨
દિનાધીપતી પશ્ચિમે અસ્ત પામે, પશૂ પક્ષિયો સ્વસ્થળે જૈ વિરામે;
મહા સાગરે નીર ગંભીર ગાજે, સહુ વસ્તુમાં શક્તિ તારી વિરાજે. ૩
સમી સાંજ વેળા સુશોભીત ભાસે, ગ્રહો ચંદ્ર તારા ક્રમેથી પ્રકાસે;
ચમત્કાર જોઇ હું ચિત્તે ઉલાસૂં, અતી નમ્રતાથી પ્રભૂને ઉપાસૂં. ૪
તમે ક્ષેમ કલ્યાણ આનંદ દાતા, તમે સત્યછો સત્યછો સત્ય ત્રાતા;
કૃપા દૃષ્ટિથી નાથ કીધી સહાય, પ્રભૂએ તમારી પ્રભૂતા જણાય. ૫
ગયો દીન આનંદમાં સર્વ આજ, તમે રાખિછે ભકતની નાથ લાજ;
સ્મરૂં નાથ હૂં ઉપકાર તમારા, ન જોશો તમે નાથ દોષો અમારા. ૬
તમે દીનબંધૂ દયા સિંધુ સત્ય, સમર્પૂ તમારે પદે સર્વ કૃત્ય;
તમે છો અમારા પ્રભૂ માય બાપ, ક્ષમા નાથ મારાં કરો સર્વ પાપ. ૭
વિચારો તમે યોગ્યતા નાથ મારી, સદા આપશો પ્રેમ ભકતી તમારી;
વધૂ શૂં કહૂં નાથ છો ન્યાયસિંધૂ, સદા દંડવત પ્રેમથી પાયવદૂં. ૮
કરૂં પ્રાર્થના જોડિને બેઉ હાથ, સુખી રાખશો રાત્રિમાં વિશ્વનાથ;
તમે નિત્ય દેશો શુભાશીરવાદ, સદા નાથ પામૂં તમારો પ્રસાદ. ૯

## આરતી.

જયદેવ જયદેવ જય મંગળકારી, જય મંગળકારી;
અતિ કરૂણા વિસ્તારી, પ્રભુ છો ઉપકારી—જયદેવ. ૧
ષડ ગુણયુત ભગવન્ત ભક્તિ સદા આપો, ભક્તિ સદા આપો;
કરૂણા કરી સેવકનાં, ભય સંકટ કાપો—જયદેવ. ૨
શુભ મંગળગુણ ગાય ભક્તજનો તારા, ભક્તજનો તારા;
અવિચળ શુભ પદ આપો, વિભુ વિશ્વોદ્ધારા—જયદેવ. ૩
કોટયાવધિ અપરાધ પ્રભુ નિશદિન દેખો, પ્રભુ નિશદિન દેખો;
દયા કરી દિન દોષો ચિતમાં નવલેખો—જયદેવ. ૪
સકળ વિશ્વમાં વ્યાપ્ત પ્રભુ સત્તા ભાસે, પ્રભુ સત્તા ભાસે;
સુંદર નિયમો નિરખી, ચિત નિત ઉલ્લાસે—જયદેવ. ૫
પ્રેમ પુષ્પની માળ પ્રભુને શુભ ચરણે, પ્રભુને શુભ ચરણે;
અર્પણ કરિ દૃઢ શ્રદ્ધા, થકી રહિયે શરણે—જયદેવ. ૬
દુરાચારથી દુર પ્રભુ રાખો અમને, પ્રભુ રાખો અમને;
ભક્ત જનોની લજ્જા, છે સઘળી તમને—જયદેવ. ૭
કર જોડીને મહારાજ અભિવંદન કરિયે, અભિવંદન કરીએ;
સદા પરાભક્તિ થકિ, સ્મરણ હૃદય ધરિયે—જયદેવ. ૮

---

## માનો પાડ.

### ભુજંગી છંદ.

હતો હું સૂતો પારણે પુત્ર નાનો, રડું છેક તો રાખતું કોણ છાનો?
મને દુઃખી દેખી દુઃખી કોણ થાતું? મહા હેતવાળી દયાળીજ મા તું. ૧
સુકામાં સૂવાડે ભીને પોઢી પોતે, પીડા પામું પંડે તજે સ્વાદ તો તે;
મને સુખ માટે કટુ કોણ ખાતું? મહા હેતવાળી દયાળીજ મા તું. ૨
લઇ છાતી સાથે બચી કોણ લેતું? તજી તાજું ખાજું મને કોણ દેતું?
મને કોણ મીઠાં મુખે ગીત ગાતું? મહા હેતવાળી દયાળીજ મા તું. ૩

પડું કે ખડું તો ખમા આણી વાણી, પડે પાંપણે પ્રેમના પૂર પાણી;
પછી કોણ પોતાતણું દૂધ પાતું ? મહા હેતવાળી દયાળીજ મા તું. ૪
મને કોણ કે'તું પ્રભુ ભક્તિ જુક્તિ ? ટળે તાપ પાપે મળે જેથી મુક્તિ;
ચિત્તે રાખી ચિંતા રૂડું કોણ ચાતું ? મહા હેતવાળી દયાળીજ મા તું. ૫
તથા આજ તારૂં હજી હેત તેવું, જળે માછલીનું જડયું હેત જેવું,
ગણીતે ગણ્યાથી નથી તે ગણાતું, મહા હેતવાળી દયાળીજ મા તું. ૬
અરે એ બધું શું ભલું જેશ ભૂલી, લીધી ચાકરી આકરી જે અમૂલી;
સદા દાસ થઈ વાળી આપીશ સાટું, મહા હેતવાળી દયાળીજ મા તું. ૭
અરે દેવના દેવ આનંદ દાતા ? મને ગુણ જેવો કરે મારી માતા,
સમો વાળવા જોગ દેજે સદાતું ? મહા હેતવાળી દયાળીજ મા તું. ૮
શિખે સાંભળે એટલા છંદ આઠે, પછી પ્રીતથી જો કરે નિત્ય પાઠે,
રીઝી દેવ રાખે સુખી સર્વ ઠામે, રચ્યા છે રૂડા છંદ દલપત્તરામે. ૯

---

## બાપનો પાડ.

છડો હું હતો છોકરો છેક છોટો, પિતા પાળી પોષી મને કીધ મોટો;
રૂડી રીતથી રાખતા રાજી રાજી, ભલા કેમ આભાર ભૂલું પિતાજી. ૧
ચઢી છાતીએ જે ઘડી મૂછ તાણી, કદી અંતરે રીસ આપે ન આણી;
કહ્યું મેં મુખે તે કર્યું હાજી હાજી, ભલા કેમ આભાર ભૂલું પિતાજી. ૨
મને સારી શિક્ષા શીખાવી સુધાર્યો, વળી આપી વિદ્યા વિવેકે વધાર્યો;
ભલી વાતના ભેદ સીધા દીધાજી, ભલા કેમ આભાર ભૂલું પિતાજી. ૩
કદી કોટી કોટી સહી કષ્ટ કાયા, મને છાતીમાં લૈ કીધી છત્ર છાયા;
અતી પ્રાણથી પ્યાર જે આણતાજી, ભલા કેમ આભાર ભૂલું પિતાજી. ૪
મને દેખી અત્યંત આનંદ લેતા, મુખે માગી વસ્તુ મને લાવી દેતા;
પુરો પાડ તે તો ભુલે પુત્ર પાજી, ભલા કેમ આભાર ભૂલું પિતાજી. ૫
વડા વાંકમાં આવું તો રાંક જાણી, દીધો દંડ દેતાં દયા દીલ આણી;
તજી સ્નેહ દેહે ન દીધી પીડાજી, ભલા કેમ આભાર ભૂલું પિતાજી. ૬
ભણાવી ગણાવી કીધો ભાગ્યશાળી, તથા તુચ્છ જેવી બુરી ટેવ ટાળી;
જનો મધ્ય જેથી રહી કીર્ત્તિ ગાજી, ભલા કેમ આભાર ભૂલું પિતાજી. ૭

લીધો લાવ ને લઇશ જે લાવ સારો, ગણું ગુણ હું તાત તેતો તમારો;
સદા સુખ સારૂ ઉપાયો સજ્યાજી, ભલા કેમ આભાર ભૂલું પિતાજી. ૮
મને નિર્ખતા નેત્રમાં નીર લાવી, લઈ દાબતા છાતી સાથે લગાવી;
મુખે બોલતા બોલ મીઠા મીઠાજી, ભલા કેમ આભાર ભૂલું પિતાજી. ૯
હતો બાળ હું આજસુધી અજાણ્યો, ઉરે આપનો ગુણ એકે ન આણ્યો;
હવે હું થયો જાણીતો આજ આજી, ભલા કેમ આભાર ભૂલું પિતાજી. ૧૦
જગંનાથજી જીવતો રાખશે જો, હયાતી તમારી અમારી હશે જો;
કરૂં સેવના સ્નેહ સાચે સદાજી, ભલા કેમ આભાર ભૂલું પિતાજી. ૧૧
ભણે ભાવથી જો ગણે છંદ સારા. પિતૃભક્તિ પામી ન થાશે નઠારા;
રૂડું જ્ઞાન લઈ લાગશે શુભ કામે, રચ્યાછે રૂડા છંદ દલપત્તરામે. ૧૨

——○○——

## નહાવાની અગત્ય.

જે લોકો સારા દેખાવાને ઇચ્છતા હોય તેમણે સારી પેઠે શરીર ચોળીને હંમેશાં નહાવું, અને કરકરા રૂમાલથી તેને ખૂબ ઘસવું. ઘણા લોકો. "અમે નાહ્યા છિયે" એવું જણાવવાનેજવાસ્તે માત્ર ડોળ ઘાલીને, થોડા પાણીથી પોતાના શરીરને પળાળેછે, તેઓએ આ વિષયઉપર અવશ્યકરીને વધારે લક્ષ આપવું. નાહ્યા વગર ખવાય નહીં એવો ધારો બાંધનારનો વિચાર હાલમાં લોકોના સમજવામાં છે તેવો નહીં હોય, કેમકે શરીરે ચોપડવું એનું નામ નહાવું નથી. ઘણા લોકોના સમજવામાંછે કે, હિંદુઓ ઘણીવાર નહાયછે. અલબત ખરી વાતછે કે આપણામાંથી ઘણા જણ એક કરતાં વધારે વાર દરરોજ નહાયછે, પણ તે શા કામનું? ગમે તેટલીવાર અમસ્તુ પાણી રેડયાં કરો, પણ શરીર ચોળ્યા વગર કશા કામનું નથી. નહાવાની મુખ્ય મતલબ શરીર ઉપરનાં છિદ્રનાં મ્હો ખુલ્લાં રેહે એટલામાટે આખા બદનને સ્વચ્છ રાખવાની છે. નહાતી વખ્તે અવશ્ય કરીને સાબુનો ઉપયોગ કરવો જોઇએ, કેમકે મેલ કાપવાના કામમાં એ ઘણી મદદ કરેછે. શરીરનું સ્વચ્છપણું એ આરોગ્યતા વધારનાર, તેમજ સંસારી સુખમાં વધારો કરનાર છે; અને તેના મનની સ્વચ્છતા અને શરીરની સુંદરતા સાથે એટલો બધો સ્વાભાવિકરીતે સંબંધ છે કે, તનદુરસ્તી

રાખવાના ઉપાયોમાંનો એ એક ખરેખરો ઉપાય છે એવી ઉપમા જો તેને આપી તો જરા પણ ખોટું કેહેવાય નહિં. બીજા ભાગ કરતાં હાથ, પગ અને મ્હો વધારે વાર ધોવામાં આવે છે, તેથી તેઉપરની ચામડી કેવી સ્વચ્છ રેહે છે અને આપણને તેથી કેવું સારૂં લાગે છે? કેટલાંક તરેહવાર માણસને આપણે હાથ વતે ઘશી તે મેલની ગરગોળિઓ પાડતાં ઘણીવાર જોઇએ છીયે તે ઉપરથીજ આપણા મનમાં આવ્યા વગર રેહેતું નથી કે મનનું સ્વાભાવિક વલણ નુકસાનકારક મેલ કાહાડી નાખવા તરફ ઘણું છે. શરીરઉપર ઘણો મેલ થાય છે ત્યારે કેવું ચીકણું ચીકણું લાગે છે અને તેથી ચેન પણ પડતું નથી, કેમકે આપણને ચામડી કરડીખાતી હોય એવું લાગેછેજ. લોકો નહાતા નથી અને શરીરને મેલું રેહેવા દેછે તેમની ચામડીમાંથી સ્પર્શજ્ઞાન કમી થાયછે, પસીનો બહાર નિકળી શકતો નથી, તેથી અંગ સુસ્ત બની જાય છે, કશી ચંચળાઇ રેહેતી નથી અને આરોગ્યતામાં બિગાડ થાય છે. એથી ઉલટું, જુઓ ઉપર લખ્યા પ્રમાણે નહાયછે, તેઓની ચામડીનું સ્પર્શજ્ઞાન સારૂં રેહેછે; પસીનો જોઇએ તેવી રીતે બહાર નિકળી શકેછે અને આખું શરીર હળકું ફુલ જેવું લાગે છે. કોકલડે પાણિએ નહાવાથી આપણું શરીર સ્વચ્છ રહી આરોગ્યતામાં વધારો થાયછે એટલુંજ નહિં, પણ જે જુવાનોને શરદી થઇ હોયછે તેને મટાડવા સારૂ એ એક સાધન! અને જે ઘરડાઓને સંધી થાય છે અને શરીર રહી જાયછે તેમને સારા કરવાનો ઉપાય છે. કેટલાક લોકો ટહાડે પાણીએ નહાવાની ભલામણ કરે છે, પણ મૂળથી જેને ટહાડું પાણી માફક આવે છે અને શરીર ઉપર રેડતી વખ્તે કમકમી છૂટતી નથી તેને એ ફાયદાકારક છે, બાકી બીજાઓને ખસુસ નુકશાનકારક છે; સબબ જેને જેવું પાણી માફક આવતું હોય તેને તેવા પાણીનો ઉપયોગ કરવાની અમે ભલામણ કરિયે છિયે.

—0—

### સ્વચ્છતા.

જે નળીઓમાંથી પરસેવો નીકળે છે તેનાં મો એટલે છિદ્રો કેવાં ઝીણાં છે તે તમને ખબર હશે. એ નળી આંખે તો દેખાયજ નહીં. એ

નાનાં છિદ્રોને જરા મેલ લાગે એટલે બંધ થઈને પૂરાઈ જાય છે. જરા ચીકટવાળો પદાર્થ લાગે, તો તેથી પણ પૂરાઈ જાય છે. વળી પરસેવો છિદ્રોમાંથી નિકળે છે તે સૂકાઈ જાય છે, પણ જેમ દુધ ઊકાળીએ ત્યારે પાણી જેવો પદાર્થ બાફ થઈને ઉડી જાયં છે, ને માવો રહે છે, તેમ પરસેવામાંથી પાણી જેવો પદાર્થ ઉડી જાયછે, અને ઘાડો પદાર્થ છિદ્ર ઉપર રહેછે, ને તેની સાથે શરીરમાંથી નિકળેલો ચીકણો પદાર્થ મળી જાય છે, તેથી ચામડીપર ચોકણો મેલ ચોંટ' રહેછે. પરસેવાનો મેલ થાયછે તે શરીર ઉપર બદન કે જે વસ્ત્ર ઘણા દહાડા પહેરી રાખ્યું હોય તેપર ચોંટેલો આપણા જોવામાં આવેછે. એ મેલ સઘળો વસ્ત્ર ઉપર ચોંટી જતો નથી, ઘણોએક ચામડીપર પણ રહેછે. તે પાછો ચામડીમાં પેશી જાયછે, ને લોહી સાથે મળી જઇ શરીરમાં રોગ ઉત્પન્ન કરેછે. વાસ્તે જે વસ્ત્ર ચામડી ઉપર પહેરવામાં આવે છે તે સ્વચ્છ અને ધોયલાં રાખવાં જોઇએ; અને રાતનાં ને દિવસનાં ઓઢવાનાં ને પહેરવાનાં લુગડાં જુદાં જુદાં રાખવાં અને દિવસનાં પેહેરેલાં લુગડાં રાતે કામમાં લેવાં નહીં. પણ વળગણીપર સૂકાતાં ટાંગી રાખવાં કે તેને લાગેલો પરસેવો સૂકાઇ જાય. વખતે વખતે લુગડાં બદલ્યાથી શરીરપરનો સઘળો મેલ જતો રહેતો નથી, પણ થોડો ઘણો છિદ્રમાં ભરાઇ રહેછે, માટે તે સાફ રાખવાં જોઇએ. એ કારણસર રોજ સાફ ચોળીને નહાવું જોઇએ. બે ચાર લોટા પાણી શરીરપર રેડીને શરીર પલાળવું એ કાંઇ નહાવું ન કહેવાય. જો રોજ રોજ નહવાય નહીં તો ચામડી કઠણ થાય, અને માંહેથી પરસેવો નીકળી શકે નહીં, ને મેલ માંહે ને માંહે રહે, તેથી શરીરને ગરમી થાય, અને લોહી બગડે. જયારે પરસેવો વગેરે મેલ કાઢી નાંખનારાં છિદ્ર પૂરાઇ જાય, અને પરસેવો અટકી રહે, ત્યારે એ છિદ્રો સાથે સંબંધ રાખનારી નસોમાં ઘણો મેલ ભરાય, અને જેમ નળમાં કચરો ભરાયાથી પાણી બરાબર વહી જતું નથી, તેમ તે નસોમાંથી લોહીનું ફરવું બરાબર થતું નથી. એ માટે મેલ કાપે તેવી જણસે ચોળીને રોજ નહાવું જોઇએ. સાબુ મેલ કાપે છે, માટે તે ચોળીને નહવાય તો સ્વચ્છ રહે.

——0——

# ૨૧

## સ્વચ્છ હવા.

આરોગ્યતાને માટે માણસ ખાયછે ઘણું, તેમજ તેને માટે ઓસડ પણ ઘણાં ખાયછે, પણ આરોગ્યતા સાચવવાના તથા તેમાં વધારો કરવાના જે બે મુખ્ય ઉપાય ખુલ્લી હવા તથા કસરત, તે તેઓ પડતાં મુકેછે. કસરત કરનાર તથા ખુલ્લી હવાનો લાભ લેવાને સવાર સાંજ ખુલ્લી જગ્યાએ ફરનાર એવાં થોડાંજ માણસો આપણા લોકોમાં મળી આવેછે. તનદુરસ્તી સાચવવાને તથા તેમાં વધારો કરવાને ઉપલી ચોજેની નહાનાં તથા મ્હોટાં એ સર્વેને ઘણી જરૂરછે. પણ એ ટેવ આપણા લોકોમાં નથી પડી, એ ખરેખર દલગીરીની વાતછે. આપણામાં કેટલાએક એવા મળી આવવાના કે પોતાને અથવા બાળકને લગાર દુ:ખની નિશાની માલમ પડી કે તે મટાડવાને તમામ આધાર ઓસડ ઉપરજ રાખેછે, પણ દુ:ખ ઉપર ઓસડની જેવી અસર થાયછે તેવીજ અસર ખુલ્લી હવા અથવા કસરતથી પણ થાયછે, એ વિચાર થોડાનેજ હોયછે.

સાઉથ વુડસ્મિથ નામનો ઇગ્લંડનો પ્રખ્યાત ડાકટર, ફેફસાંની ક્રિયા અને સ્વચ્છ હવાની અગત્ય વિષે નીચે પ્રમાણે કેહેછે:—"આપણે આરોગ્ય હોઇએ છીએ ત્યારે અથવા સ્વાભાવિક રીતે એક મિનિટમાં ૧૮ વાર, અથવા ૨૪ અવરમાં ૨૪૯૫૦ વાર શ્વાસોશ્વાસ લઇએ છિયે. જુવાન પુરૂષના શરીરમાં બધું મળીને ૨૮ રતલ લોહી ફરેછે, આવી રીતે ફરવાથી શરીરને આરોગ્ય રાખવાનો ગુણ તેમાંથી જતો રેહેછે, તેનો રંગ બદલાઈ જાયછે અને કાળું થઈ જાયછે, તેને પાછું સ્વચ્છ કરવાને વાસ્તે ફેફસાં વતે સ્વચ્છ હવા તેમાં દાખલ કરવાની જરૂરછે. જો તે જવા દીધી નહીં તો લોહીમાં રોગ ઉત્પન્ન થાયછે, તેનું ફરવું ધીમું પડેછે અને આખરે જીંદગાનીનો છેડો આવેછે; કેમકે મોત અને ખરાબ અથવા ગંધાતી હવા વચ્ચે સગપણ છે. સૂવા અથવા બેસવાનાં ઓરડા, દિવાનખાનાં, દુકાનો, વખારો, કચેરી, નિશાળો અથવા બીજી ગમે તે જગ્યા જેમાં સ્વચ્છ અને ખુલ્લી હવા દાખલ થઈ શકે નહીં તેમાં રેહેવાથી આપણી તનદુરસ્તી, જુસ્સો અને ખુબસુરતીનો બચાવ આપણે કરી શકતા નથી, અથવા તેમાં જો કાંઈ બિગાડ થયો હોય તો તે સુધારી શકતા નથી, પણ ઉલટો બિગાડ થાયછે; માટે આ બાબત ઘણી અગત્યની સમજી એ ઉપર પુરતું લક્ષ પોહોંચાડવું જોઇએ.

—o—

# ૨૨

## શરીરને કેળવવા વિશે.

જેમ માણસનાં મનને કેળવવાની જરૂરછે તેમ શરીરને પણ કેળવવાની જરૂર છે. આપણા દેશના ઘણાએક માણસો કરતાં કેટલાક અંગ્રેજ લોકના શરીરનો બાંધો આપણા જોવામાં સરસ આવેછે, એનું મુખ્ય કારણ એ છે કે તેઓને ઘોડા ઉપર બેસવાની, હીંડવાની, તરવાની, ગેંડી દડે રમવાની, નિશાન મારવાની, અને શિકાર કરવા વગેરેની કસરત અને ગમતનો શોક છે, તોપણ ઇંગ્લાંડના લોક વિષે એક નામીચો વૈદ્ય લખી ગયોછે કે "હાલના સમયમાં વ્યાપાર વણજમાં લાગેલાં માણસોનાં દીલ ભાગ્યેજ નિશ્ચિંત રહેછે, કેમકે વ્યાપાર એટલે આગળની પેઠે ખરીદ કરવું, વકરો કરવો, અને તેમાંથીજ માત્ર લાભ મેળવવો એવું તેઓ સમજતા નથી. પણ હાલમાં તોતે જુગટાં જેવો થઈ પડયોછે. દરેક વેપારી અથવા સટ્ટાબાજ પોતાના દિલમાં જાણેછે કે, આંખના એક પલકારામાં તે જન્મસુધી સુખી અથવા દુ:ખી થઈ શકેછે, તેથી તેનું દિલ ચલ્લું એક તરફ આશા અને બીજી તરફ ફિકરની વચ્ચે ડોલ્યાં કરેછે. એકેએક માણસ ધનવાન થવાને તરફડિયાં મારેછે, પણ જીવતરનું સાર્થક એજ કે સુખી રેહેવું, એ તેઓ ભૂલી જાયછે. દુનિઆમાં પોતાની અવસ્થા વૃદ્ધિ કરવા શિવાય બીજી કોઈ મતલબને વાસ્તે તેઓને સરજેલા નથી એવો મત્ત તેઓએ ધારણ કર્યો હોય એવું લાગેછે." આ બિના આપણા લોકને વિશેષ કરીને લાગુ પડેછે. જે માણસો તાલેવર છે તેઓ પગે ચાલવું અથવા હરેક તરેહની કસરત કરવી એ હલકું ગણેછે, અને પોતાનો ફુરસદનો કાળ ગાડીમાં બેશીને ફરવામાં અથવા કેડ ઉપર અને કાન તળે હાથ મૂકી ઘોરવામાં કહાડેછે, અને વાણિયા અને બીજા લોક પોતાની ફુરસદના વખતમાં હવા ખાવા અથવા કસરત્ કરવાથી વેળા ફોકટ જાય એવું સમજે છે. આવાં કારણથી માણસો એકવડિયાં શરીરનાં અને ખુધાં થઈ ગએલાં તથા બીજા કેટલાક રોગનાં ભક્ષ થઇ પડેલાં આપણાં જોવામાં ઘણા આવેછે, તેમાં ઘણાજ અસલના ગ્રીક અને રોમન લોકોનાં છોકરાંએ વિદ્યા સંબંધી ગમે એટલું જ્ઞાન મેળવ્યું હોય પરંતુ જો તેઓ અંગ કસરતમાં કસાયલાં નહીં

હોય તો તેમને સંપૂર્ણ કેળવણી આપવામાં આવી છે એવું તે લોકો ગણતા નહીં. એ ઉપરથી સાફ માલમ પડેછે કે, માણસના શરીરનાં પરીપકવ પણાને વાસ્તે તથા કેટલાક રોગ મટાડવાને વાસ્તે, અંગ કસરતની જરૂરિયાત છે એવું અસલનાં લોકો સારીપેઠે જાણતા હતા. છોકરાંઓને કસરત કરવાને સુગમ પડે એટલા માટે હાલમાં પણ યુરોપખંડ માહેલી મ્હોટી નિશાળોને લગતાં તાલિમખાનાં કરવામાં આવેલાં છે.

અંગ કસરતમાં, શરીર બળવાન થવાનો અને તેની બધા પ્રકારની ગતી નિયમસર ચાલવાનો ગુણ રેહેલોછે, એથી કરીને માણસ હિંમતવાન, મજબૂત, ચપળ અને આરોગ્ય થાયછે. સબબ ન્હાનાથી તે મ્હોટા સુધી સર્વ માણસો, જે બધી જાતિના વ્યાપાર અને ધંધા કરનારા છે, તેમને એની જરૂરછે; પણ મુખ્યત્વે કરીને ઉછરતા નિશાળીયાને એની વધારે અગત્યછે. રોસો નામનો ફ્રાન્સ દેશનો એક પ્રખ્યાત ગ્રંથકાર કેહેછે કે, જો તમે વિદ્યાર્થીની મન શક્તિ ખુલ્લી કરવાને ઇચ્છતા હો તો શરીરની શક્તિયો કે, જેના ઉપર મન પ્રેરણા કરેછે, તે જેમ ખુલ્લી થાય તેમ કરો, અર્થાત તેની પાસે અંગ કસરત કરાવો; તેને તનદુરસ્ત અને બળવાન કરો કે, જેથી કરીને તમે એને અક્કલબાજ અને ડાહ્યા કરી શકશો. એક બીજો માણસ કેહેછે કે, એક જગ્યાના કેટલાક વિદ્યાર્થિઓને અંગકસરત કરવાની ઊશ્કેરણી કરવાથી તેઓ સ્વાભાવિક મૂર્ખ હતા તે કસરત કરવાથી બુદ્ધિવાન થયા. બદનની કસરતથી આદમી એવું થાયછે કે તેનું કદ શોભેછે, દુશ્મન બીએછે, રોગ દુર રહેછે. માંદગી નાહાશેછે. મનશક્તિ જોર પકડે છે, ઉદ્યોગ વધેછે, જીંદગી લાંબી થાયછે, બચ્ચાં સારાં પેદા થાયછે, સઘલી દુનીઆની મઝા લેવાને બનેછે. એટલા ગુણ બદનની કસરતના છે. જેઓને એ કસરત નહીં મળે તે કેવા કમનસીબ ને જે માબાપો પોતાનાં બચ્ચાંઓને એવી કસરત નહીં કરાવે તેઓની સમજણ કેવી ટુંકી તથા તેઓની એવી ગફ્લત કેવી ઠપકા લાએક છે તેનો વાંચનારે વિચાર કરવો.

---

# ૨૪

## ભોજનને વિષે નિયમ.

જેમનાં શરીર નિરોગી હોય છે તેમને એવું લાગેછે કે, ભોજનમાં અમારે નિયમ રાખવાની જરૂર નથી. તોપણ તેઓએ સારી પેઠે ધ્યાનમાં રાખવું કે નિયમ તોડવાથી કદી પણ ઇજા થશેજ. ફલાણા રોગથી મોત આવેછે અને ફલાણા રોગથી નથી આવતું એનો નિશ્ચય કરી શકાતો નથી. ભોજનનો નિયમ રાખવાથી ખાધેલા અન્નનું પાચન થાયછે તેથી તેનું પરિણામ સારૂં નિપજેછે. માણસ ઘણા દિવસ સુધી જીવે એ ઘણુંકરીને તેના ખાધા પીધામાં નિયમિત રહેવા ઉપર આધાર રાખેછે. માટે પોતાનું શરીર નિરોગી રાખવું એવી જેને ઇચ્છા હોય તેણે ભોજન વિષે જરૂર નિયમ રાખવો.

આપણે જે અન્ન ખાઇએ છીએ તે હંમેશ એકજ જાતનું રાખવું નહીં. વચે કોઇ કોઇ વેળાએ તેમાં ફેરફાર કરતા રહેવું. એમ કરવાથી જમાણપર રૂચી થાયછે અને તેથી શરીર આરોગ્ય થાયછે.

આપણું અન્ન બરાબર રાંધેલું હોય તો તેનું પાચન જલદી થાયછે. કાચું અન્ન પચતું નથી, તેથી તે શરીરમાં વિકાર ઉત્પન્ન કરે છે.

આપણે જે પદાર્થ ખાઇએ છીએ તે મ્હોડાંમાં મૂકયા પછી દાંતેવતી સારીપેઠે ચાવીને ખાઈ જવા, ઉતાવળથી અધુરા ચાવીને ગળવા નહીં. પરમેશ્વરે આપણને દાંત એજ કામને માટે આપેલાછે—જેમ કાચું તેમજ અધુરૂં ચવાયલું અન્ન પણ બરાબર પચતું નથી.

આપણે જે અન્ન ખાઇએ છીએ તે અકરાંતીઆની માફક ઘણું ખાવું નહીં ભૂખ હોય તેથી બે કોળીઆ ઓછા ખાવા, એમાં ઘણો ફાયદો છે; પણ વધારે ખાવાથી ઘણુંજ નુકસાન થાયછે. બુધ્ધિ મંદ થઈ જાયછે અને શરીર ભારી થઈ જઈ તેમાં રોગ ઘણી જાતના પેદા થાયછે.

ખાવાનું એવીરીતે માફક ખાવું કે જેથી મનને આનંદ થાય અને શરીરે હુશીઆરી રહે. રાત દિવસમાં બે વાર કે ત્રણવાર ખાવાનો નિયમ રાખવો. જે પદાર્થ પોતાને ભાવતા હોય તેજ ખાવા. જે નહીં ભાવતા હોય તે ઘણુંકરીને ખાવા નહીં, અને ભોજન કીધા પછી સો ડગલાં ફરીને થોડી વાર સુધી આરામ લઇ, પછી જે કામ કરવું હોય તે કરવા માંડવું.

ભોજનને વિષે જે એવી રીતે નિયમ રાખેછે તેનું શરીર નિરોગી હોયછે, તેના શરીરમાં રોગને વાસો મલતો નથી, પણ જે નિયમ રાખતો નથી તેનું શરીર રોગનું ઘર થઈ પડેછે.

———o———

## ઉદ્યોગ .

તમારૂં જીવતર તમને વાહાલું હોય તો વખત ગુમાવશો નહીં, કેમકે જીવતરનું તત્વ વખતછે. જરૂરછે તેના કરતાં કેટલું બધું તમે વધારે સૂઓ છો. યાદ રાખો કે ઊંઘતી બિલાડીથી ઊંદર પકડાતો નથી. સઘળી વસ્તુઓમાં વખત અમૂલ્યછે, માટે તેને ફોકટ ગુમાવવો એ મોટું ઉડાઉપણુંછે. ગયલો વખત પાછો આવતો નથી. આપણે કહીએ છીએ કે વખત પુષ્કળછે, પણ એ ખોટુંછે. તે ઝટવારમાં ખૂટી પડેછે, માટે ઊઠો, જાગૃત થાઓ, ને કામે વળગો. આળસ સઘળાં કામને અઘરાં કરેછે, પણ ઉદ્યોગ સર્વને સહેલાં કરેછે. જે વહાણેવાએ મોડો ઉઠેછે તેને પોતાનું કામ કરવામાં ઉતાવળ કરવી પડેછે, ને તેમ કરતાં પણ તે રાતે પૂરૂં થતું નથી. આળસ એટલું ધીમું હીંડેછે કે તેને દળદર ઝટ પકડી પાડેછે. તમારૂં કામ તમને હાંકે એવું ન કરો, તમે તમારા કામને હાંકો. ઉદ્યોગ બે પ્રકારના છે. એક મન વડે થાયછે ને બીજો શરીર વડે થાયછે.

"રાતે વેહેલા જે સૂઈ, વેહેલા ઉઠે વીર;
બળ બુદ્ધિ બહુ ધન વધે, સુખમાં રહે શરીર."

સારો વખત આવશે એવી ઇચ્છા રાખવી એટલે શું? વખતને સારો નઠારો કરવો એતો તમારાજ હાથમાંછે. ચાહો તો આજ વખતને સારો કરી શકો. ઉદ્યોગીને સદગુણી થાઓ, એટલે વખત સારો થશે. માણસને આશાઉપર બેશી રહેવાની જરૂર નથી. જે આશાઉપર બેશી રહેછે તે ભૂખે મરેછે. મહેનતવિના ફળ નથી. જેને રોજગાર છે તેને વતન છે, ને જેને ધંધોછે તેને ધન તથા આબરૂનો હક છે; પણ તે ધંધા રોજગારપર લાગી મહેનત કરવી જોઈએ. મહેનતવિના કાંઇ વળે નહીં. જે ધંધો

મળે તે કરવો, તેમાં લાજ નથી. જે ઉદ્યોગ કરે તે ભૂખે ન મરે. ઉદ્યોગીના ઘરભણી દળદર નજર કરે, પણ તેના ઘરમાં પેસવાની તેની છાતી ચાલે નહીં. ઉદ્યોગથી કરજ ફીટશે, પણ આળસથી તે વધશે; ઉદ્યોગથીજ સારૂં નસીબ થાયછે. ઇશ્વર ઉદ્યોગીને સૌ આપેછે. આજછે ત્યાંલગી કામ કરો, કેમકે કાલે શી શી હરકત પડશે તેની તમને કે બીજા કોઇને ખબર નથી. માટે જે આજ કરી શકાય તે કાલ ઉપર રાખવું નહીં. જો તમે કોઈના ચાકર હો, ને તમારો ધણી તમને સોંપેલું કામ કરવામાં રસળતા દેખે, તો તમે શરમાશો નહીં? તમે તમારી પોતાની જાતના ધણી છો, માટે જ્યારે તમારા મનને તમે આળસુ જણાઓ, ત્યારે શરમાઓ. તમારે પોતાને વાસ્તે, તમારા કુટુંબનેવાસ્તે, અને તમારા દેશને વાસ્તે એટલું બધું કરવાનુંછે કે આળસ કરવાનો તમને જરાએ વખત નથી. કરવાનુંતો ઘણુંછે ને તમે કદાચ નબળા હશો, પણ હર કાંઈ કામ હંમેશાં કર્યાં કરેથી પાર પડેછે. "ટીપે ટીપે સરોવર ભરાય ને કાંકરે કાંકરે પાળ બંધાય."

——oo——

## રૂડો નિશાળીઓ.

નિશાળના ધારા પ્રમાણે ચાલવું તથા ગુરૂની આજ્ઞા પાળવી, એ ઊપરથી રૂડો નિશાળીઓ ઓળખાયછે. જે રૂડો નિશાળીઓ હોયછે તે તેની તેજ વાત વારેઘડીએ પોતાને સમજાવવાની મેહેનત ગુરૂજીને આપતો નથી. તે ગુરૂએ કહ્યું કે, ફલાણું કરજે અથવા ભણજે, એટલે તરત તેજ કરેછે અથવા તેજ ભણેછે. નિશાળ ભણાવવાનો જે વખત નિમેલો હોયછે, તેજ વખતે તે હંમેશાં હાજર થાયછે. તે ગડબડ કર્યા વગર પોતાની જગો ઉપર બેસેછે, અને પાધરો પોતાના પાઠમાં ચિત્ત લગાડેછે. તે પોતાના મનને અથવા બીજાને રીઝવવા સારૂ પોતાના ગજવામાંથી રમકડાં કાઢતો નથી. ખાવાને સારૂ તેની કને મેવો નથી હોતો કે બીજાઓને આપવા સારૂ તેની કને મીઠાઇ નથી હોતી. જો તેના કોઇ સોબતિઓ તેની નજર અથવા મન પાઠ તરફથી ઓળવવાનો ઉદ્યોગ કરેતો, તે તેણીમેર કાન દેતો નથી. એટલું થયા ઉપરાંત પણ તેઓ તેને રમત કરવા સારૂ તેની પાછળ મંડેછે તોપણ તે તેમને કહેછે "તમે પોતાનું કામ કરો, મને ન

છેડો." એ શિવાય પણ જો તેઓ તેને વિઘ્ન કરવા તથા ત્રાસ દેવા માંડે તો તે પોતાના તથા તેઓના ભલાને સારૂ ગુરૂજીને કહે, એટલા માટે કે તેથી તેઓને દબાવીને સારી સમજણની ચાર વાત કહીને તેમની તે નાલાયક તથા અણહિતની ચાલ બંધ કરાવે. કોઈ અજાણ્યા લોક નિશાળમાં આવે તો, પાઠમાંથી ચિત્ત કહાડીને તેમના મ્હોડા સામું જુએ નહીં; પણ જાણે એકલા ગુરૂજીજછે એપ્રમાણે તે પોતાના પાઠમાં ચિત્ત રાખેછે. તેના વર્ગના નિશાળીઆ જ્યારે વાંચેછે, અથવા અક્ષરો જોડેછે અથવા મ્હોડે કરેલો પાઠ ભણી દેખાડેછે, ત્યારે તે ઘણો સાવધ રહેછે તથા તેમનું સાંભળીને પોતીકો અભ્યાસ વધારવાની ચાનક રાખેછે. પોતીકો અભ્યાસ વધે એજ તેને મોટી ઇચ્છા હોયછે, માટે તે કદી રમતો નથી. રમે તોપણ ગુરૂજીને ખબર પડવાની નહીં, તથા શિક્ષા મળવાની નહીં, એવું હોય તોપણ તે રમતો નથી. ગુરૂ પાસે ઉભા હોય ત્યારે જેમ તે પાઠ ઉપર ચિત્ત રાખે, તેમજ ગુરૂની નજરથી વેગળો હોય ત્યારે પણ રાખેછે. કોઈ વખત ગુરૂજી કેટલીકવાર સુધી બાહાર ગયેલા હોય ત્યારે જેમ બીજી વાતમાં પ્રમાણીકપણું દેખાડે, તેમ એમાં પણ દેખાડવા માટે તેનાથી થાયછે તેટલી તે વત્તી મેહેનત કરેછે. હરરોજ કામનુંછે એવું નવું શિખવાની તે ઇચ્છા કરેછે; અને પેહેલાં કરતાં અધિક જ્ઞાન તેને પ્રાપ્ત થયા વગર કદી દહાડો જાય તો તેને આનંદ થતો નથી. કોઇવાર તેને અઘરો પાઠ તૈયાર કરવાનો હોય, અથવા કઠણ કામ કરવું પડે, તો તે કંટાળતો નથી, તથા બડબડ કરતો નથી. મ્હારાથી એ થશે, અને એ કરવાથી મ્હારૂં ભલું થશે, એમ જાણ્યા વગર ગુરૂજી મને આપેજ નહીં, એવું તે સમજેછે, માટે તે રાજી થઇને તે કામ કરવા મંડીને પોતે એ પ્રમાણે હિંમત રાખેછે. આ અઘરો પાઠ મેં તૈયાર કર્યો, એ મ્હારાં માબાપ સાંભળશે તેવારે આનંદ પામશે; મેં ખેપ કરી તેથી ગુરૂજી પણ સંતોષ પામશે; અને પાઠ થયો એટલે હું પણ સુખી અને હિંમતવાન થઇશ. જેમ જલદી અને જેટલું મન લગાડીને હું પાઠ શિખવા માંડીશ તેમ જલદી અને તેટલો સારો પાઠ થશે; એવા ખ્યાલથી તે પોતે હિંમતવાન થાયછે. તે વાંચેછે ત્યારે શબ્દના એવા સ્પષ્ટ ઉચ્ચાર કરેછે, કે સાંભળનારાઓને સેહેલથી સંભળાય અને તેની

સમજણ પડેછે. તેની કૉપી સાફ લખેલી હોયછે. ડબકા પાડેલી અથવા ચેહેરાયલી નથી હોતી. તેના આંકડાનું વળણ સારૂં હોયછે, તેના હિસાબ ઘણુંકરીને વગર ચૂકના હોયછે. પોતે સારો થયો એટલે થયું, એમ તે જાણતો નથી; બીજા સારા થાય તેથી પણ તે આનંદ પામેછે. ગુરૂજી તેના જોડીઆઓનાં વખાણ કરે તે સાંભળવાં તેને ગમેછે, અથવા ગુરૂજી તેમને બક્ષિસ આપે તે જોઇને તે રાજી થાયછે. તે મનમાં સમજે છે કે, હું સારૂં કરીશ તો મ્હારાં પણ વખાણ થશે, અને મને પણ બક્ષિસ મળશે; અને સઘળાજ સારૂં કરે તો પછી શું કેહેવું! અમારી નિશાળમાં તો જ્યાં ત્યાં આનંદ આનંદજ થાય. જે વાતે પુસ્તકોને નુકસાન થાય તેવાતથી તે પોતાનાં પુસ્તક ઘણાં જાળવીને રાખેછે. તે પોતાનો પાઠ પૂરો થયો એટલે તે પુસ્તક મેલવાનો જગાએ મુકેછે. તે હરકોઈ ઠેકાણે પટકીને, બીજાઓને તે ફેંકી દેવા અથવા ફાડવા, અથવા મેલાં કરવાને જડે તેમ થવા દેતો નથી. પોતે જે વિદ્યા ભણ્યો તેનો ખરેખરો ખપ આલોકમાં તથા પરલોકમાં થવાને ઇશ્વરનો આશિર્વાદ જોઇએ, એમ તે જાણેછે, માટે ઇશ્વર આપણને તથા સોબતિઓને તથા ગુરૂજીને આશિર્વાદ દે એરીતે ઇશ્વરની પ્રાર્થના કરવાને તે વિસરતો નથી.

હવે ઘણું કેહેતો નથી, છેલ્લી તેની વાત એટલીજ કહું છું કે, નિશાળમાં હોયછે ત્યારે જેમ તે રૂડી રીતે ચાલેછે, તેમ નિશાળની બહાર હોયછે ત્યારે પણ હંમેશાં તેમજ ચાલેછે. પરમેશ્વરની નજર સર્વદા અપણા ઉપરછે; અને આપણો હિસાબ સર્વના મોટા ન્યાયાધીશ પાસે અંતે આપણે આપવો પડશે. એ વાતની યાદ તે રાખેછે, માટે ગુરૂજી તેને નીતિ જ્ઞાનનો અથવા ધર્મનો જે ઉપદેશ કરે, અથવા પોતે જાતે ધર્મ પુસ્તકમાં વાંચી જોય અથવા વાંચવાસારૂ જે બીજાં પુસ્તકો તેને કોઇ આપે તેઓમાંથી જે જડે, તે આચરવાને સદા તત્પર હોયછે. આ પાઠ લઇને સઘળાં છોકરાઓએ એમજ વર્ત્તવું.

——0——

## શીતળા.

શીતળા અથવા જેને આપણે સેહડ કહીએછ, તે રોગ સઘળાંને તેહૈયાતીમાં એકવાર પણ થાયછે. એ રોગનો ઉપદ્રવ ઘણુંકરીને બથાયછે. એ વેળાએ ઘણા લોક અજ્ઞાનપણાથી બચ્ચાંની ઘટતી

દવા કરતા નથી. તેઓ એમ સમજેછે કે, શીતળા એક માતા અથવા દેવીછે, તેથી જો દવા કરીએ તો, એ દેવી બચ્ચાંને વધારે હેરાન કરશે. તે માતા દુઃખ દેતી તો રહી, પણ દવા નહીં કરવાની બેવકુફીને લીધે, ઘણાંએક સારાં બચ્ચાંના શરીરની ખરાબી થાય છે, અને ઘણીવાર તેઓના પ્રાણનો પણ ઘાત થાયછે. એ રોગ દેવી છે, એમ વિચારવું માત્ર જુઠો વેહેમ છે; વાસ્તે ઘણીજ જરૂર છે કે જારે બચ્ચાંઓને સેહડ અથવા ગોબરૂ આવે, અથવા એવી તરાંહનો બિજો રોગ થાય, તારે જેમ બને તેમ જલદી તે બચ્ચાંને કોઇ હુશિઆર વૈદની સંભાળમાં આપવું જોઇએ; અને રોગ નિવારણ કરવા સારૂ દવા કરાવવી જોઇએ. જે જગ્યાએ એ પ્રમાણે ઘટતી દવા થતી નથી, ત્યાંહાં એ રોગથી સેંકડે ૭૫ જીવનો નાશ થાયછે. પણ જુઓ કે ઇશ્વરની કૃપાથી એ દુષ્ટ રોગ પૂર્ણ રીતે નિવારણ કરવાનો ઉપાય જે ગૌશીતળા તે આપણે હાથ લાગ્યોછે, અને તે ઘટતા ઉપાયનો ફાયદો આપણા લોક લેતા નથી; એ શું થોડું દુઃખ ભરેલુંછે? એ ગૌશીતળાનો ઉપાય કીધાથી બચ્ચાંના પ્રાણની ધાસ્તી જતી રહેછે, એટલુંજ નહીં, પણ તે બચ્ચાંને નકામું ઘણા દહાડા સુધી દુઃખ સોસવું પડતું નથી. અગરજો એ ઉપાય કામમાં નહીં લગાડયો, અને સેહડ પોતાની મેળે આવેતો તેથી બચ્ચાંના જાનવિશે ઘણી ધાસ્તી રહેછે; અને જો ઇશ્વરની મેહેરબાનીથી તે બચ્ચું મોતના પંજામાંથી બચે, તોપણ તેને ઘણુંજ દુઃખ ભોગવવું પડેછે; અને સાજું થયા પછી તે ઘણીવાર લંગડું, લુલું, આંધલું, કાણું, બેહેરૂં, ઠુંઠું, પાંગળું, બેડોલ થાયછે, માટે સઘળાં માબાપોની ફરજછે કે જે ઉપાય ઇશ્વરની કૃપાથી તેઓને હાથ લાગ્યોછે, તે ઉપાય જરૂર તેઓએ કામે લગાડવો જોઇએ. બચ્ચાંને ઘણીજ ન્હાની વયમાં, એટલે કે બે ત્રણ માસનું યા ઘણુંતો વરસેકનું થાય, તેટલામાંજ કોઈ સારા વૈદ પાસે શીતળા મુકાવવા જોઇએ; એથી બચ્ચાંને કશી ઇજા થતી નથી, અને તેને પછી ઘણુંકરી ફરીથી શીતળા આવતા નથી, અને જો કદી આવે છે તો ઘણાજ નરમ આવે છે, અને કોઈ પણ પ્રકારે શીતળાની ધાસ્તી રેહેતી નથી. યુરોપખંડમાં સેંકડે ૮૦ માણસો શીતળા મુકાવેલા મળી આવશે, અને તેઓમાં શીતળા મુકાવવાની એટલી તો જરૂરી·

યાત ગણાયછે, કે ગામખાતાંની સરકારી ચાકરીમાં જ્યારે માણસો રેહેવા જાયછે, ત્યારે તેઓની આબરૂ અને કેળવણીવિશે જેમ પુછપરછ કરેછે, તેમ આ પ્રશ્ન પણ પુછવામાં આવે છે, કે "તમે શીતળા મુકાવ્યાછે કે નહીં?"

કેટલાએક વૈદ્યોનું એવું મત છે કે માણસે પોતાની મ્હોટી ઉમ્મરમાં આવ્યા પછી પણ એકવાર ફરીને શીતળા મુકાવવા જોઇએ, અને તે પ્રમાણે કોઇ કોઇ શખ્શે ત્રીસ અને ચાળીસથી તે પચાસ અને સાઠ વર્ષની ઉમ્મરે પોંહોચ્યા પછી પણ શીતળા ફરીને મુકાવે છે. વળી કોઇ કોઇ તો દર સાત, અથવા દશ વર્ષને અંતરે મુકાવેછે. એટલી જરૂરીયાત એ શીતળાની યુરોપખંડના લોકમાં માલમ પડી છે. માટે તેનાથી સાવચેત રેહેવું સૌથી સારો અને ખરો ઉપાય એજ છે કે નાના બાળકને શીળી કઢાવવી, અને જો તે બરાબર ઉઠશે તો પછી ઓરી કે અછબડા કંઈ નિકળશે નહીં. પણ એ કઢાવેલા દાણા બરાબર ન ઉઠયા હોય તો ફરીથી કઢાવવા, આળસ કરીને તેમનું તેમ ન રહેવા દેવું. વળી આપણા લોક દર વર્ષે અથવા ત્રણ ત્રણ વર્ષે ફસ કે સંગ્રાહ મુકાવે છે, તેને ઠેકાણે દર પાંચ પાંચ વર્ષે શીળી કઢાવવાનો ધારો રાખે તો એ રોગ તરફથી કંઈ બીક રેહેશે નહીં."

મુંબઇમાં શીતળાથી દર વર્ષે કેટલાં માણસ મરેછ તેનો છેલ્લા પંદર વર્ષનો કોઠો પાસે આપ્યો છે; એ ઉપરથી સાફ માલમ પડશે કે એ ભુંડા મરજથી કેટલાં પ્રાણીઓની ખુવારી થાય છે. માટે બાળકોને આવી ધાસ્તી ભરેલી હાલતમાં નહીં રાખવાવાસ્તે તેમને બાલ્યાવસ્થામાંથીજ ગૌ શીતળા કઢાવવાનો જે સેહેલો અને ઉત્તમ ઉપાય છે તે તેઓએ વગર ઢીલે કરવો.

## સન ૧૮૬૨ થી તે સન ૧૮૭૬ સુધી દરેક મહિનામાં તથા વર્ષમાં શીતળાથી મરણ થયાનો કોઠો.

| વર્ષ | જાન્યુઆરી | ફેબ્રુવારી | માર્ચ | એપ્રિલ | મે | જૂન | જુલાઈ | ઑગસ્ટ | સપ્ટેમ્બર | અકટોબર | નવેમ્બર | ડિસેમ્બર | એકંદર |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૮૬૨ | ૫ | ૧૦ | ૨૧ | ૨૭ | ૩૨ | ૨૫ | ૧૮ | ૧૦ | ૫ | ૩ | ૪ | ૩ | ૧૬૩ |
| ૧૮૬૩ | ૧૧ | ૫૧ | ૧૬૧ | ૨૫૨ | ૨૦૩ | ૨૦૯ | ૬૨ | ૩૦ | ૧૧ | ૯ | ૧૨ | ૧૮ | ૧૦૫૯ |
| ૧૮૬૪ | ૬૫ | ૧૫૮ | ૩૬૭ | ૪૩૮ | ૩૦૨ | ૧૮૫ | ૮૫ | ૬૩ | ૨૦ | ૧૦ | ૧૩ | ૨૧ | ૧૭૦૭ |
| ૧૮૬૫ | ૩૬ | ૫૯ | ૧૩૬ | ૧૭૩ | ૬૮ | ૩૨ | ૧૧ | ૯ | ૭ | ૫ | ૯ | ૨૨ | ૫૬૭ |
| ૧૮૬૬ | ૩૫ | ૯૮ | ૨૫૭ | ૨૭૧ | ૨૦૯ | ૧૧૨ | ૫૪ | ૨૩ | ૯ | ૨ | ૧ | ૮ | ૧૦૭૯ |
| ૧૮૬૭ | ૧૪ | ૬૬ | ૨૪૭ | ૨૧૨ | ૧૯૦ | ૧૫૧ | ૮૧ | ૪૦ | ૧૬ | ૧૦ | ૧૧ | ૧૭ | ૧૦૫૫ |
| ૧૮૬૮ | ૪૨ | ૯૫ | ૧૬૬ | ૨૧૮ | ૨૨૫ | ૧૯૧ | ૭૬ | ૩૬ | ૨૦ | ૮ | ૧૯ | ૨૭ | ૧૧૨૩ |
| ૧૮૬૯ | ૮૦ | ૧૭૮ | ૪૧૫ | ૪૧૮ | ૩૪૧ | ૧૯૫ | ૫૩ | ૨૪ | ૧૧ | ૪ | ૨ | ૪ | ૧૭૨૫ |
| ૧૮૭૦ | ૬ | ૨૬ | ૬૧ | ૧૨૨ | ૧૩૦ | ૭૯ | ૪૧ | ૨૧ | ૧૮ | ૨૨ | ૧૩ | ૧૭ | ૫૫૬ |
| ૧૮૭૧ | ૬૫ | ૭૮ | ૧૬૪ | ૨૧૬ | ૧૮૯ | ૧૦૭ | ૪૫ | ૨૦ | ૭ | ૯ | ૯ | ૧૦ | ૯૧૯ |
| ૧૮૭૨ | ૬૩ | ૧૬૨ | ૩૭૬ | ૪૩૧ | ૩૩૯ | ૨૨૦ | ૧૧૩ | ૩૮ | ૩૦ | ૨૮ | ૧૮ | ૩૬ | ૧૮૫૪ |
| ૧૮૭૩ | ૬૬ | ૧૨૫ | ૧૯૩ | ૧૫૭ | ૧૦૫ | ૩૮ | ૧૩ | ૫ | ૧ | ૧ | ૪ | ૬ | ૭૧૪ |
| ૧૮૭૪ | ૮ | ૨૩ | ૫૫ | ૬૨ | ૫૩ | ૧૧ | ૮ | ૧ | ૨ | ૩ | ૯ | ૧૯ | ૨૬૧ |
| ૧૮૭૫ | ૧૫ | ૧૧ | ૩૫ | ૩૬ | ૩૨ | ૨૫ | ૨૪ | ૧૧ | ૬ | ૪ | ૧૦ | ૩૯ | ૨૪૮ |
| ૧૮૭૬ | ૨૦૦ | ૬૪૬ | ૧૨૧૮ | ૬૫૪ | ૨૯૮ | ૯૨ | ૨૭ | ૧૧ | ૫ | ૫ | ૨ | ૧૬ | ૩૧૭૪ |
| ૧૫ વર્ષની એકંદર સખ્યા | ૭૧૧ | ૧૭૮૬ | ૩૮૭૨ | ૩૬૮૭ | ૨૭૧૬ | ૧૬૭૨ | ૭૬૧ | ૩૨૨ | ૧૬૮ | ૧૨૩ | ૧૩૬ | ૨૬૩ | |
| સરાસરી | ૪૭ ૬/૧૫ | ૧૧૯ ૧/૧૫ | ૨૫૮ ૨/૧૫ | ૨૪૫ ૧૨/૧૫ | ૧૮૧ ૧/૧૫ | ૧૧૧ ૭/૧૫ | ૪૯ ૬/૧૫ | ૨૧ ૭/૧૫ | ૧૧ ૧૩/૧૫ | ૮ ૩/૧૫ | ૯ ૧/૧૫ | ૧૭ ૮/૧૫ | |

# ૩૧

## બાળકોને ઘરેણાં ન પેહેરાવવા વિશે.

બાળકોને ઘરેણાં પેહેરાવવાથી તેઓ શોભી નીકળેછે, એ ઘણાખરા લોકનો ભુલ ભરેલો વિચારછે; પણ એ વિશે તેઓ લાંબો વિચાર કરશે તો તેઓ માત્ર તે બાળકને મોટા જોખમમાં નાખેછે. આપણે તેઓને પુછીએ કે ભાઇ દાગીના પહેરાવ્યાથી તે દાગીના શોભશે કે તમારૂં બાળક શોભશે ? ખરેખર તે બાળકને તો કંઇ શોભા છેજ નહીં. જે શોભા છે તે માત્ર દાગીનાનેજ છે. કારણ કે જોનાર ધણી દાગીનો જોઇ તમારી કે તમારા બાળકની કંઇ વખાણ કરશે નહીં; પણ તે તો માત્ર તે દાગીનાના અને તેના બનાવનારની વખાણ કરશે કે ભાઇ દાગીનો સારોછે, ઘડનાર ઘણો કીસબીછે; એમાં તમને કોઇપણ પ્રકારે શોભા છેજ નહીં. તમારે તો માત્ર એટલુંજ કે જ્યાં સુધી તે બાળકના શરીરપર તે દાગીનો હોય ત્યાંસુધી તે બાપડો મોટા જોખમમાં. જરીઆન પેહેરાવવું તે જમને સોપ્યા બરાબરછે. જો તમારો વિચાર તમારાં બચ્ચાંને શોભિતાં કરવાનો હોય તો તમારો એ ભૂલ ભરેલો વિચાર કહાડી નાખો, અને તેને સારી કેળવણી આપો, લાયકી ભરેલી રીતે બોલતાં ચાલતાં શિખવો, જેથી તે બાળક, તેમજ તમે પણ શોભશો. કેટલાંએક માણસો લોકોમાં પોતાની મોટાઇ બતલાવવાને ઘરેણાં પેહેરાવેછે. ત્યારે શું તેઓ પોતાના બાળકના વહાલા જાન કરતાં એવી ખોટી અને જોખમ ભરેલી મોટાઇની વધારે દરકાર કરેછે ? ખરેખર એ ઘણીજ દયા ઉપજાવનારી વાત છે કે, આપણે ઘણી ઘણી વખત સાંભળીએ છીએ કે ફલાણાના છોકરાને કોઇ તેડી જઇ તેની કલ્લી કહાડી લઇને કુવામાં નાખી દીધો, ફલાણાના છોકરાને કોઇએ ખાવાનું આપવાની લાલચ આપીને તેને કોઇએ એકાંત જગ્યાએ તેડી જઇને ઘરેણું કહાડી લઈ મારી નાખ્યો. એવા એવા હજારો દાખલાઓ આપણા સાંભળવામાં આવેછે તોપણ આપણા લોકોના કાન ઉઘડતા નથી. કદાચ જમવા ખાવા જાઓ અને તેને તમારી સાથે તેડી જાઓ ત્યારે પેહેરાવો તો ફીકર નહીં; પણ જ્યારે તે એકલો કાંઇ જાએ આવે કે નિશાળે ભણવા જાએ ત્યાં કંઇ તેને દાગીના પેહેરાવવાની મુદલ જરૂર

જાણાતી નથી. વળી આપણામાં એવી કેહેવત પણ છે કે "ભાઇ માયાને ભો છે, કાંઇ કાયાને ભો નથી" એવું જ્યારે આપણે સાંભળીએ છીએ તથા જાણીએ છીએ તોપણ એ મુર્ખાઇ શું કરવા કરવી જોઇએ? તે બાપડાને ભણાવવા ગણાવવામાં તથા તેને ચોપડી વગેરે અપાવવામાં તો કંજુસાઇ કરો તથા તેના પગમાં જોડા કે જેથી તેના કોમળ પગનું રક્ષણ થાય, તે ન પહેરાવો અને હાથમાં બસેં કે ત્રણસેં રૂપીઆની કલ્લી કે જેથી તે બાપડાને કંઈ ફાયદો તો બાજુએ રહ્યો પણ તેથી કોઈ ચંડાળની જાળમાં ફસાઈ પડવાનો ભોગ થઇ પડેછે.

## હિંદુ લોકોમાં લગનની રૂઢીઓ.

હિંદુ લોકો પરદેશ જતા નથી, તથા બીજા દેશોની રીત ભાત વિદ્યાદિ સંબંધી જાણતા નથી, તેથી એમ જાણેછે કે અમેજ ઘણા ડાહ્યા ને ભણેલા છીએ, તથા અમારીજ રીતભાત સૌથી સરસ છે. પણ આ મોટી ભુલછે; પોતાની તથા પારકાની રીતભાત નિષપક્ષપાતે સરખાવી જોઇએ ત્યારેજ માલમ પડે કે એમાંથી સારી કઇછે. એવી રીતે લોકો તપાસ કરતા નથી ને પોતાની જૂની અને માઠા પરિણામ વાળી રૂઢીઓને વળગી રહેછે. એ રૂઢીઓ બીજા દેશના લોક બહુ વખોડેછે. એ માઠા પરિણામના દૃષ્ટાંતમાં લગનની કેટલીએક રૂઢીવિષે વિચાર કરીએ. એમાં પેહેલું તો ખોટું એ છે કે નાનાં બાળકને પરણાવેછે. કેટલાએક મૂરખ લોક પોતાના છોકરાને કે છોડીને ધાવણ છોડાવ્યા પેહેલાં પરણાવેછે, ને કેટલાએક તો એવા બેવકુફછે કે તે ગર્ભમાં હોય ત્યારથીજ પરણાવી મેલેછે. રાંડવું તે શું એ સમજ્યા વિના ઘણીક છોડી રાંડેછે. છોકરો કે છોડી પુખ્ત ઉમ્મરનાં થાય ત્યાં લગી તેમને પરણાવવાં ન જોઇએ, બહુ વાર રાખે, તો દશ કે બાર વરસે પરણાવેછે; પણ એ વખતે તેઓમાં જોઇએ તેવી સમજ હોતી નથી, તેથી એટલે વરસે તેઓ પુખ્ત ઉમ્મરના કહેવાય નહીં. એક એકનો સ્વભાવ તથા ચાલચલણથી વાકેફ થયા વિના વરકન્યા પરણેછે, તેથી ઘણીવાર એવું થાય છે કે તેમને મોટપણે બનતું નથી; બેઉનો આખો જનમારો દુઃખમાં જાયછે. એક એકનો સ્વભાવ વગેરે જાણ્યા વગર જે મોટી ઉમરે પરણેછે

તેને પણ એમ થાયછે. બીજા સુધરેલા દેશોમાં સ્ત્રી પુરૂષ એક એકના ગુણ, વિદ્યા, સંપત્તિ, ને સ્વભાવથી સારી પેઠે જાણીતા થઈને, તથા એક એકપર ઘણુંજ હેત થએલું દેખેછે, તથા તે બેઉ પરણવાથી સુખી થશે એવું ભાસે છે, ત્યારેજ પરણેછે. એથી ઘણું કરીને સ્ત્રી ભરથારને ઘણું બનેછે, ને કાંઈ માઠા પરિણામ ભાગ્યેજ થાયછે. તેમનો આખો ભવ સુખમાં જાયછે. કોઈ કહેશે કે પરણ્યા પહેલાં મોટાં થયેલાં વરકન્યાને એક એકના ગુણ, સ્વભાવ વગેરે જાણવા સારૂ એક બીજા જોડે વાતચીત તથા ઓળખાણ કરવું પડે, ને તેમ કરેથી બિગાડ ને અનીતિ થાય. એનો જવાબ એ છે કે એ સ્ત્રી પુરૂષ મૂર્ખ અને દુરાચરણી હશે, તો અનીતિનાં કામ કરશે, પણ જો બેઉ ભણેલાં ને સદગુણી હશે, તો એથી જરાએ બિગાડ કે અનીતિ કદી થવાની નથી. પરમેશ્વરે માણસ જાતમાં સ્ત્રી પુરૂષ એવા બે ભાગ કર્યાછે. તેનો જો ઘટતી રીતે મેળાપ થાય, તો કાંઈ નુકસાન કે અનીતિનાં કર્મ થાય નહીં. સ્ત્રી પુરૂષને ગમે એટલાં જુદાં રાખો, પણ જો તેમનાં અંતઃકરણ સ્વચ્છ નહિં હોય તો માઠાં ફળ થાય. માટે સદાચાર સ્વચ્છ અંતઃકરણપર આધાર રાખે છે. જે દેશમાં મોટપણે પરણેછે ને સ્ત્રી જાતને ઘટતી છૂટ મળેછે તે દેશની સ્ત્રીઓની નીતિ કરતાં આ દેશની સ્ત્રીઓની નીતિ કાંઈ સારી નથી. પણ ઉલટી નઠારીછે. આ દેશમાં જે સારી સ્ત્રીઓ ગણાય છે, તે જેવી માંહોમાંહે ભૂંડી વાતો કરેછે, ને ફટાણાં ગીતો ગાયછે, તેવું બીજા સુધરેલા દેશની સારી સ્ત્રીઓ કદી કરતી નથી, માટે નાનપણમાં પરણાવેથી, કે હોજલ પડદ રાખેથી, કે મોં ઢાંકેથી કાંઈ ફાયદો થતો નથી. એ બેઉ ચાલ હિંદુ લોકમાં અર્વાચીન કાળમાં નીકળ્યાછે, અસલ નહોતા, એવું જૂના ગ્રંથોપરથી જણાયછે.

નાનપણમાં લગ્ન કર્યાથી ઉપર કહ્યા તેવા ગેરફાયદા શિવાય બીજા ઘણાક થાયછે. ગરમ દેશોમાં ઇશ્વરી નિયમ એવો જણાય છે કે પંદર સોળ વરસે સ્ત્રી જાત જુવાનીમાં આવેછે, તેથી એટલે વરસે તે મોટી થાયછે, ને પુરૂષ તો એટલી ઉમરે બાલ્યાવસ્થામાં રહેછે. એ વેળા કમાવાની નથી, પણ ભણવાની છે, એથી પણ બેઉને દુઃખ થાયછે. છોકરાનો સ્વાર્થ છેક

બગડેછે, કેમકે એટલી વારમાં તે બિચારો બાયડી છોકરાની ખટપટમાં પડેછે, તેથી પૂરૂં ભણાતું નથી, ને કાંઇ નોકરી ધંધો શોધવાની જરૂર પડેછે; સારૂં ભણેલો નહીં તેથી ગમે તેવી હલકી નોકરી કબુલ કરવી પડેછે, અથવા થોડા નફાનો રોજગાર કરવો પડેછે, ને તેથી પછી ઘણું કરોને જીવેછે ત્યાં સુધી ગરીબ રહેછે. વર હીણકમાઉ ને પરતંત્ર હોય, તેથી વહુને પણ બહુ દુઃખ ખમવું પડેછે, ને પરણ્યાનું સુખ ભોગવાતું નથી. એ બાપડીને લૂગડાંલતાં વગેરેનો સર્વ ખરચ તેનાં પિએરીઆને કરવો પડેછે. સાસૂ નણંદ દુઃખ દે તે વળી જુદું. નાનપણમાં લગ્ન થવાથી કજોડાની આપદા ઘણાને વેઠવી પડેછે. "કરમે કજોડું, આખા જગમાં વગોણું, દુઃખ કોને કહીએ," વગેરે ઘણીક મનને અસર કરે એવી કવિતા ગૂજરાતી ભાષામાં છે. એવિષે ભવાયાઓ શીખામણ લેવા જોગ વેષ પણ કાઢેછે, તથાપિ એ કશાથી મૂર્ખ લોકપર અસર થઇ, કે તેમને સાન આવી જણાઈ નથી. વખતે વર ઠીંગણો રહી જાયછે, ને બાયડી વધી જાયછે, કેટલાક બેવકુફ માબાપ તક મળે તો સાઠ કે એથી વધારે ઉમ્મરના વરને પાંચ છ વરસની છોડી પરણાવેછે. એ બેઉ જાતનાં કજોડાંથી બાયડીઓ બગડી કુકર્મ કરેછે. યોગ્ય ઉમરે આવ્યા પહેલાં સાસરે રાખ્યાથી ઘણી બાયડી નબળી થઈ જાયછે, ને વખતે મરી જાયછે, ઘણીક છેક નાનપણમાં રાંડેછે. એ સિવાય બીજા ઘણા બિગાડ થાયછે.

